૩૩૮૫

# રાજકુંવર ચંદ્રસેન

અને

# વેણિપદ્મણીની વાર્તા.

બનાવનાર.

શાહ ગોકલદાસ બાપુજી.

પ્રસિદ્ધ કરનાર.

શાહ વલભદાસ શુંદરજી.



પારસી પ્રિંટિંગ પ્રેસ.

મુંબઈ.

સને ૧૮૮૮.

કીંમત ૮ આના.

# રાજકુંવર ચંદ્રસેન

અને

# વેણિપદમણીની વાર્તા.

દોહરો.

પ્રથમ સ્મરૂં સારદા, ગણપતી પુજું પાય;
આરાધું દેવી અંબીકા, સકળ મનોરથ થાય.
વર્ણવું વેણીપદમણી, રૂપ અપરંપાર;
રતી રોયણી રંભાદેઆદે, ગર્વે તજે તે ઠાર.
રૂપ જોઇ રખડી મુંવા, રંક ને રાજ કુંમાર;
તપસ્વી પણ લપસી પડયા, દેખી પદમણી નાર.
પરનારીની પ્રીતડી, પાંચ પ્રકારે ખાય;
ધન હરે જોબન ઘટે, પંચમાં પત જાય,
જીવતાં ખાયે કળેજું, મુવે નર્ક લઇ જાય;
એ દુ:ખ પાંચ પ્રકારનું, વીચારીલ્યો મનમાંય.

પૂર્વે મહીકાંઠાની એક બાજુએ ચંપાવતી નગરી નામે મોટું શેહેર હતું, ત્યાં રૂપસીંહ નામે રાજા રાજ કરતો હતો. તેને દેવદત્ત નામે ઘણો ડાહ્યો, ચંચલ વજીર હતો. એક સમયે તેણે વિચાર્યું કે રાજાને કંઇ પણ

સંતાન નથી, તેથી તેણે પોતાના પંડીતોને સભામાં બોલાવી, આદરસત્કારથી બેસાડીને પુછયું કે, હે બ્રહ્મદેવ રાજ્ય કરતાને શું દોશ લાગ્યો છે, કે તેની વૃધાવસ્થા થવા આવી, પણ સંતાન સુખ પ્રાપ્ત થતું નથી, માટે તે વાતનો ખુલાશો કરો. ત્યારે સર્વ પંડીતો એક-મત થઇ, વિચાર કરી બોલ્યા કે, માહારાજ રાજ્ય કરતાં ને કદી પણ જુઠું ન બોલવું, અને પક્ષપાત કરી ખોટો ન્યાય આપવાથી ઘણો દોષ લાગેછે, માટે હે જાંહપનાહ, આજથી તમારે સત્ય પ્રમાણે ચાલવું, અને દર રોજ સુર્ય ઉગતાં પહેલાં ઉઠી, નીરમળ જલે સ્નાન કરી, સ્વચ્છ થઇસુર્યની પ્રાર્થના કરવી, અને સુર્ય ઉદય થતી વખતે પુષ્પાદીથી પુજા કરીને, અર્ઘ આપવો, એવી રીતે કરવાથી તમારી મનકામના પુર્ણ થશે. તે સાંભળી રાજા રૂપસીંહ તથા વજીર દેવદત્ત ઘણા પ્રસન્ન થઇને બ્રાહ્મણોને વસ્ત્ર, અલંકાર, તથા દક્ષણા આપી વિદાય કર્યાં, ને તે દીવશથી બ્રાહ્મણોના કહ્યા મુજબ કરવા માંડયું. ત્યાર પછી થોડા દીવશમાં તેની રાણીને પેટે ગર્ભ રહ્યો ને નવ માસ પુરા થયાં પછી એક મહાતેજસ્વી પુત્રનો જન્મ થયો. તે રૂપમાં ચંદ્રના જેવો અત્યંત તેજસ્વી હોવાથી તેનું નામ ચંદ્રશેન પાડયું. આખા શેહેરમાં ખુશાલી પેદા થઇ અને જયજયકાર વર્તી રહ્યો. તે પછી થોડે દીવશે પ્રધાનને ઘેર પણ પુત્રનો જન્મ થયો, તેનું નામ બુદ્ધિલાલ પાડયુ. આ બને બાલકો દહાડે દહાડે વૃદ્ધિ પામીને બાર બાર વરસની ઉમરના, વિદ્યાનો અભ્યાસ કરીને ઘણા હુશિયાર થયા. એક દીવસે

રૂપસીંહ રાજા કચેરીમાં બેઠેલા છે તે વખતે ચંદ્રસેન પણ ત્યાં આવી લાગ્યો. પહેલવેહેલો ચંદ્રસેન રાજ દરબારમાં આવ્યો, તેથી સર્વે સભાએ ઉભા થઇ તેને આદરસ્તકાર કરયો, તે જોઇ રૂપસીંહ રાજા પણ ઘણુ હર્ષ પામ્યા. થોડીવારે રાજાએ પુછયું, જે બેટા તું સ્કુલમાં શું ભણેછે તે કહે. આ શાંભલી ચંદ્રસેન બોલ્યો જે પીતાજી આજે હું સ્કુલમાં ગઓ હતો, ત્યાં મારા વાંચવામાં અક્કલ શું કામ કરેછે તે વિશે આવ્યું હતું. તે ઉપરથી હું જાણુછું, જે અક્કલવાન પુરૂષ ધનવાન કરતાં અધિકછે. ત્યારે રૂપસીંહે કહ્યું કે તે વિષે અમને વાંચી સંભલાવો. આ સાંભળી ચંદ્રસેન ઘણું હર્ષ પામ્યો, અને પોતાની ચોપડીઓમાંથી એક ચોપડી કાહાડીને વાંચવા મંડયો.

છપ્પો.

અક્કલ કમાવે ધન, અક્કલથી કોરટ જીતે;
અક્કલ ખાણુ રતન, અક્કલ હારે નહી રીતે;
અક્કલ મેલવે અન, અક્કલ ગવાએ ગીતે:
અક્કલથી સીંહાસન, બેસે રૂડી રીતે;
અક્કલ વંતને માનછે, અક્કલ સુખી સર્વેથી;
ગોકલ કહે અક્કલ વિના, અધિક બીજુ એકે નથી.

આ સાંભલી દેવદત્ત વજીર બોલ્યો, કે શાબાશકે ચંદ્રશેન, અક્કલવંત એજ અધિકછે, એ સાંભલી રૂપસીંહ રાજા ઘણો ગુસ્સે થયો, અને બોલ્યો જે ધનવંત કરતાં અક્કલવંત કદાપી કોઇ કાલે અધિક થવાનો નથી. જે પુરૂષ પાસે ધનછે. તેજ અધિકછે. ધનથકી સારાં અને

નેરસાં સર્વ કામો થઇ શકેછે. ધન થકી પુન અથવા દાન સર્વ બની શકેછે. તેવું અક્કલવંતથી બની શકતું નથી, માટે ધન્યવાન પુરૂષ એજ અધિકછે. દેવદત્ત વજીર કહે માહારાજ ધનવાન પુરૂષ પુન અથવા દાન તથા સારાં કામો કરી શકેછે, પણ અક્કલ ધન પેદા કરેછે ધન અક્કલને પેદા કરતું નથી. તે સાંભળી રાજા અતીશય ક્રોધાયમાન થયો, અને એકદમ બોલી ઉઠયોં કે આજે તું મારા સામુ વાદ કરેછે; તો આજથી કરીને આઠ દીવની અંદર બુધ્ધીવાન પુરૂશ તૈયારકર, અને જો બુધ્ધીવાન પુરૂશ આઠ દીવશમાં કોઇ ઊભો નહી થશે, તો હું તને શિક્ષા કરીશ. તારૂ ધન માલ સરવે લુટી લઇશ, અને મારા રાજયમાંથી દેશનિકાલ કરીશ. હું પણ મારા તરફથી એક ધનવાન પુરૂસને તૈયાર કરૂછું તે બન્ને જણને આપણે અહીંયાથી ૫૦૦ ગાઊ ઉપર જ્યાં રત્નપુર નામે શેહેરનો રાજા અભેસીંહ પાસે પરિક્ષા આપવા મોકલવા ત્યાંથી કયો પુરૂષ ઝીતી આવેછે, તેને સીરપાવ આપવો. એ પ્રમાણે વજીરે પણ કબુલ કીધું.

આવી રીત વાદવીવાદ કર્યા પછી કચેરી સર્વ બરખાસ્ત થઈ, વજીર દેવદત્ત પોતાને ઘેર જઇને વીચાર કરવા લાગ્યો કે મારી કમબકતી ભરાઇ આવી. આજે મેં રાજા સાથે વાદવીવાદ કીધોછે, તેવો બુધ્ધીવાન પુરૂશ મને મલવો મુસ્કેલછે. ધનવંતતો દુનીયામાં ઘણાછે પણ બુધ્ધીવાનતો હજારમાં એક, આવા વીચારમાં ને વીચારમાં તે બેભાન થઇ ગયલોછે, તેને જોઇને બુધ્ધીલાલ નીરાશ થઇને બોલ્યો કે પીતાજી તમારૂં મુખ આજે અઃ

તીશય ઉદાશ થઇ ગયલુછે, તેનું કારણ શું ! તમારે માથે એવી શું વિપતી આવી પડીછે; જેથી આમ નિરાશ થઇ બેઠાછો તેનું કારણ શું ? તે મને મેહેરબાની કરીને કહો. દેવદત્ત વજીર કહે મારા પ્યારા બેટા તને એ વાત કેહેવા જેવી નથી. એ વાતમાં "બકરી કાહાડતાં ઊંટ પેશી ગયુંછે" અને તે હવે થવું ઘણું મુશ્કેલછે. ચંદ્રશેન કહે પીતાજી એવું તમારે માથે શું કષ્ટ આવી પડયુંછે. તે મને જલ્દીથી કહો. હું તમારૂં કષ્ટ દુર કરી શકીશ. વજીર કહે બેટા તારે એ વાત મને ઘડી ઘડી પુછવી નહી, અને તારાથી એ કામ બની શકવાનું નથી. મેં રાજા રૂપસીંહ સાથે આજે કચેરીમાં એવો વાદ કર્યોછે કે ધનવંત કરતાં અક્કલવંત પુરૂષ અધિકછે. તે ઊપરથી રાજા ઘણું ગુસ્સે થયાછે, અને કહ્યું છે કે આઠ દીવશની અંદર બુધ્ધીવાન પુરૂશ તારાથી કોઇ નહી ઉભો થશે તો તારૂ સર્વસ્વ લુટી લઇશ. એવી રીતે રૂપસીંહ રાજા સર્વ સભા દેખતાં બોલ્યા છે, તે પોતાનું વચન પાળ્યા વગર રેહેવાના નથી. મને આ દુનિઆમાં ધનવંતને હરાવે એવો અક્કલવાન પુરૂશ મલવો કઠણછે તેથી આપણી આબરૂ જવા બેઠીછે. આ સાંભલી બુધ્ધીબાલ બોલ્યો, પીતાજી એમાં શું મોટું કામછે, જેથી કરી તમે અતિશય દલગીર થાઓછો. કાલે સવારે કચેરીમાં રાજાને જઇને કેહેજો, કે મારા તરફથી અક્કલવાન પુરૂશ તૈયારછે, અને તમારા તરફથી ધનવાન પુરૂશ તૈયાર કરો. પોતાના બાલકના આવા હીમત ભરેલા વચન સાંભળી વજીર ઘણો હશવા લાગ્યો. તેણે વીચારયું, કે અક્ક

લ કોઇના બાપની નથી અને દુકાનેથી વેચાતી મળતી નથી." અક્કલવાન પુરૂશ જેછે તેજછે. તેમાં કંઈ નાના મોટાનું કામ નથી. બાલક હોય પણ બુધ્ધીવાન હોય તેજ મોટોછે. હવે હું રાજા રૂપસીંગથી કદાપી પછાત પડવા ને। નથી.

બીજે દીવશે વજીર દેવદત્ત કચેરીમાં જઇ, રાજાને સલામ કરી પોતાના આશન ઉપર બેસીને, ઘણી નમ્રતાઇથી બોલ્યો જે માહારાજ! મારા તરફથી મેં અક્કલવાન પુરૂશ ઊભો કીધોછે. તમારા તરફથી કોઇ ધનવાન પુરૂશ હોય તને તૈયાર કરો. તે સાંભળી રાજા રૂપસીંહ હશવા લાગ્યો, અને વજીર પ્રત્યે બોલ્યો જે, તું હજુસુધી તારી હઠ છોડતો નથી, તો આ સમયે હું ધનવાન પુરૂશને કચેરીમાં હાજર કરીશ. તારા તરફથી જે બુધ્ધીવાન પુરૂશ હોય તેને કચેરીમાં લઇ આવજે. તે બન્ને જણાને પરિક્ષા આપવાને રત્નપુર મોકલશું. પછી કચેરી બરખાસ્ત થઈ, એટલે રાજા ઉઠીને પોતાના મેહેલમાં ગયો, પણ તેને કંઇ ચેન પડયું નહી તેથી પોતાનાં સીપાઇને મોકલીને તે ગામના લખપતી શેઠને તેડાવી મંગાવ્યો. આ લખપતી શેઠ અત્યંત ધનવાન હતો. તેને કોઇ દીવશ પણ તડકો જોયો ન હતો. તે આખો દીવશ પોતાના એશ આરામ માં ગુજારતો હતો. તે રાજાનો સીપાઇ આવ્યો જાણીને તેની સાથે રાજ મેહેલમાં જઇને, રાજાને સલામ કરીને બોલ્યો જે માહારાજ આપનો શું હુકમછે તે દર્શાવો. રૂપસીંહ રાજા કહે મારે અને દેવદત્ત વજીરને વાદવીવાદ

થયોછે. તેથી તમારૂં કામ પડયુંછે. એના તરફથી કોઇ અક્કલવાન પુરૂશ તૈયાર થયોછે. મારા તરફથી તમને રત્નપુર મોકવાનો ઇરાદોછે. તે અહિંયાથી પાંચસો ગાઉ દુરછે. ત્યાં જતા સુધીમાં તમે રસ્તામાં હરેક રીતે તે અક્કલવાન પુરૂશને હરાવીને ઠેકાણે લાવવો, અને આપણુ તરફથી જીત થાય એવો ઉપાય કરવો. આ સાંભળી લખપતી શેઠ પોતાના મનમાં ઘણો દલગીર થયો, પણ મોહડેથી હશવા લાગ્યો, અને બોલ્યો કે, તમારા તરફથી હું રત્નપુર જવા તૈયારછું, અને થોડા વખતમાં મારા ધનથી કરાને તેને હું ઠેકાણે લાવીશ. તેની પાસે એટલું બધું કંઇ ધન નથી, જે મારી સામે ટક્કર ઝીલશે. કહેવતછે કે "દામ કરે કામ બીબીકરે શલામ." આવી રીતે ઠરાવ કરીને લખપતી શેઠ પોતાને ઘેર ગયા. બીજે દીવશ રાજા કચેરીમાં આવીને વજીરને તરત તેડાવી મંગાવ્યો. વજીર દેવદત્ત પોતાના બાલક બુધ્ધીલાલને લઇને કચેરીમાં આવ્યો. તેને જોઇને રૂપસીંહ રાજાએ તરત લખપતી શેઠને ઘેર તેડવા સારૂં સીપાઇઓ મોકલ્યા. ઠરાવ પ્રમાણે લખપતી સેઠ પણ આવી પહોંચ્યા. રાજાએ તેને ઘણો આદરસત્કાર કરીને બેસાડયા. વજીર દેવદતના સામું જોઇને કેહવા લાગ્યા જે મારા તરફથી આ લખપતી શેઠ રત્નપુરમાં પરિક્ષા આપવા જવાને તૈયારછે જે તારી તરફથી હોય તેને ઊભોકર. તે સાંભલી બુધ્ધીલાલ ઉઠીને પ્રથમ પોતાના પીતાને પ્રણામ કરીને, રાજાને સલામ કરી, સામો જઈ ઉભોને બોલ્યો જે હું વજીર દેવદત તરફથી ત્નપૂરમાં પરિક્ષા આપવાને જવા તૈયારછું. તે પછી

બુધ્ધીલાલને તથા લખપતી શેઠને રત્નપુર મોકલવા સારૂં, એક એક અસ્વ આપીને વિદાય કરયા.

બુધીલાલ સર્વે સભાને નમસ્કાર કરીને, પાછે પગે કચેરીની બાહાર આવીને પોતાના અસ્વ ઉપર સ્વાર થયો. લખપતી શેઠ પણ તરત ઉઠીને ધનના મદમાંને મદમાં આવીને ઘોડા ઊપર સ્વાર થઇ ચાલવા માંડયું. તે જવાને ઘણો ઉતાવલો થઇ રહ્યોછે તેથી બુધ્ધીલાલ કરતાં પોતે ઝડપથી આગલ ચાલવા માડયો. બુધ્ધીલાલ "ગણુપતીનું" સ્મરણ કરી ત્યાંથી ચાલવા માંડયો. લખપતી શેઠ તથા બુધ્ધીલાલે આગલ ચાલતાં સાંજ પડવાથી એક શેહેરમાં તે રાત રેહેવાનો ઠરાવ કીધો. બંને જણા ભુખ્યા હોવાથી બુધ્ધીલાલ બજારમાં જઇને કેટલીક તરેહનો ફુટ લઇ આવીને તેનો આહાર કરવા બેઠા. તેમાં એક દાડમ હતું. તે દાડમ હાથમાં લઇ, બુધ્ધીલાલે કહ્યું, લખપતી સેઠ આ દાડમમાં કેટલા દાણાછે, તેની ગણત્રી કરીઆપો તો તમને એક હજાર રૂપીઆ ઇનામ આપું. તે સાંભલી લખપતી સેઠ કહે, મુરખ, અંદર કેટલા દાણાછે તેની ગણત્રી શી રીતે થઇ શકે. જો તું એ દાણાની ગણત્રી કરેતો હું તને બે હજાર રૂપીઆ આપવા કબુલ છઉં. આથી બુધ્ધીલાલે તરત તે દાડમ હાથમાં લીધું, અને તેનું વજન તપાસીને ગણત્રી પ્રમાણે હીસાબ કરીને કેહેવા લાગ્યો કે સેઠ એમાં બારસો દાણાછે. લખપતી સેઠે કહ્યું કે બારસોથી ઓછા નિકલશે તો તારા પાસેથી હું બે હજાર રૂપીઆ લઇશ. એમ કહી તરત તે દાડમને ભાગીને તેના દાણા ગણી જોયા તો બરાબર બારસો થયાં

લખપતી સેઠ આથી ઘણો ઝાંખો પડી ગયો, અને બે હજાર રૂપીઆ કયાંથી લાવીને આપવા તેનો વિચાર કરવા લાગ્યો. બુધ્ધીલાલે કહ્યું. સેઠજી બે હજાર રૂપીઆ આ વખતે ગણી આપો, નહી તો પાછા ત્રંબાવટી નગરી ચાલો. અને રાજાને કેહેજો, અક્કલવાન પુરૂસ એજ અધિક છે. લખપતી સેઠે કહ્યું, એમા તમારૂ કઇ વલવાતુ નથી. જયાં સુધી રત્નપુરમાં પરિક્ષા આપી નથી ત્યાં સુધી તમે ઝીત્યા એમ કેહવાશો નહીં. તેજ વખતે બે હજાર રૂપીઆની હુંડી બુધ્ધીલાલને લખી આપી, અને ત્યાંથી આગલ ચાલવા માંડયું. જતાં જતાં વલી એક મણીપુર નામનુ સેહેર આવ્યું. તે સેહેરનો લાલસીંહ રાજા વ્યાધીને લીધે ઘણી માંદગી ભોગવતો હતો, તેને કંઇ પણ પુત્ર પરિવાર ન હોતો તેથા તેને પોતાની રાજગાદીના વારશ તરીકે નેમવાને સારૂ એવો ઠરાવ કીધો હતો કે, સવારના પાહોરમાં જે કોઇ ગામના પેહેલા દરવાજામાં આવશે તેને મારૂં રાજપાટ સ્વાધીન કરીશ. એવા વિચારથી લાલસીંહ રાજા, પોતાના મણીપુરના પેહલા દરવાજા આગલ આવીને સભા કરીને અંદરના ભાગમાં બેઠેલોછે, રાજાએ પ્રભાત થવાથી તે દરવાજો ખોલવાને હુકમ કીધો. બુધ્ધીલાલ તથા લખપતી સેઠ રાત્રે દરવાજાની બાહાર આવેલા હતા. તે દરવાજાની ડોકાબારી જેવી ઊઘાડી કે તરત લખપતી સેઠ પોતાનુ માથું ઘાલી અંદર ગયા. પછવાડે બુધ્ધીલાલ પણ ડોકાબારી પાસે આવીને પેહલાં પોતાના ગ્રુપાલીને અંદર દાખલ થયો. આ સર્વ બનાવ રાજા લાલસીંહે નજરથી જોયો. જેવા તેઓ દાખલ થયા કે

તરત દરવાનોએ બંને જણાને પકડીને રાજા પાસે લઇ ગયા. રાજાએ પોતાના મનમાં વિચાર્યું, કે આ બંને શખશ સવારના પોહોરમાં દાખલ થયાછે. માટે મારે એ બેમાંથી કોને રાજ આપવું, તેનો નિશ્ચય કરવો જોઇએ. તેથી તેણે બંને જણાને પુછ્યું, ભાઇઓ, તમે, સવારના પોહોરમાં આ શેહેરમાં કયાંથી આવી પહોંચ્યા, અને તમારો દેશ કયો. લખપતી શેઠે કહ્યું હું ત્રંબાવટી નગરનો લખપતી સેઠછું, અને આ મારી સાથે જે બુધ્ધીલાલછે, તે અમારા રાજાના વજીર દેવદતનો છોકરો છે. અમો બંને જણા પરીક્ષા આપવા વાસ્તે રત્નપુર જવાને નિકળ્યા છઇયે. તે ફરતાં ફરતાં આ શેહેરમાં આવી પહોચ્યાં. આ સાંભલી રાજાયે કહ્યું, તમે માથું નીચુ કરીને ડોકાબારીમાંથી દાખલ થયા, અને બુધીલાલ પ્રથમ પગ મુકીને દાખલ થયો, તેનું શું કારણ તે અમને કહો. લખતી સેઠે કહ્યું અમે વાણિયા, દાઢીમાના દીકરા છૈયે તેથી આ ડોકાબારી નાની હોવાથી માથામાં ન લાગે, તેથી કરીને પેલું માથું સંભાલીને અંદર દાખલ થયા, પણ આ બુધ્ધીલાલને તે વાતનો કંઇ વીચાર નહી. તે પછી રાજાએ બુધીલાલને પુછ્યું જે તમે પેહેલાં પગ મુકીને અંદર દાખલ થયા, તેનું કારણ શું તે કહો. તે સાંભલી બુધ્ધી લાલે કહ્યું, પૃથ્વીમાં ત્રંબાવટી શેહેર મોટું રાજ્ય છે. ત્યાંના રાજા કોઇ પણ રાજાને નમી ચાલતા નથી રાજવંશીઓનો એવો ધારોછે કે, કોઇને પણ માથું નમાવી ચાલવું નહી, એવો ક્ષત્રીનો ધરમછે. હું તે રાજા પાસે રાજવંશી કારભાર ચલાવનારનો પુત્રછું, તેથી મે

મારૂં માથું ન નમાવતાં પગ મુકીને અંદર દાખલ થાયો છું. આ બંને જણાના બોલવા ઊપરથી રાજાએ વીચાર રયું, કે આ કોઇ રાજવંશી અક્કલવંત પુરૂશછે, તથી મારૂ રાજ સાચવી શકસે. એવી રીતે વિચાર કરીને ત્યાંથી વાજતે ગાજતે સભા મંડળ સહીત રાજકચેરીમાં આવીને બુધીલાલને રાજયભિષેક કરવાની અગાઉ એક રાજ કન્યાની સાથે પરણાવીને શુભ મુહુરત જોઇને રાજ્યાભિષેક કર્યો. ત્યાં થોડા દીવશ રહી, પોતાના ધર્મ પીતા લાલસીહ રાજા પાસે રજા માંગવા લાગ્યોને, બોલ્યો જે મારે અને લખપતી સેઠને રત્નપુરમાં પરિક્ષા આપવા જવુંછે. ત્યાંથી આવતાં શુધી તમે પેહેલાની માફક રાજકારભાર ચલાવજો. એમ કહી ત્યાંથી લખપતી શેઠ તથા બુધ્ધીલાલ રાતો રાત રત્નપુર જવા સારૂ નિકળ્યા. બીજે દીવશે ઘણી લાબી મંજલ કરીને, સાંજ વખતે એક મોટાં શેહેરમાં આવી પહોંચ્યા. લાંબી મુસાફ્રરીથી થાકી ગયા હતા, તથી એક બે દીવશ આ ગામમાં આરામ લેવાને ઠરાવ કર્યો. બીજે દીવશે સવારના બુદ્ધીલાલ તથા લખપતી શેઠ નગરની સોભા જેવાને ગામમા ફરતા હતા, એટલામાં ભાગજોગે એક ગોવાલણ તે શેહેરના રાજા સારૂં દહીંનું મોટું ગોરસ માથે મુકાને હંમેશના કરતાં વધારે વખત થઇ જવાથી જલ્દીથી જતી હતી. તેને લખપતી સેઠનો ધક્કો લાગવાથીં તે દહીનું ગોરસ માથેથી પડીને ફુટી ગયું. એટલે તરત તે ગોવાલણે લખપતી સેઠનો છેડો પકડીને સીપાઇને બોલાવીને કહ્યું જે હું રાજા સારૂં દહીંનું ગોરસ લઇને દરબારમાં જતી

હતી, તે આ વાણીયાએ પાડી નાંખ્યું. હવે મારી પાસે દહીં બીલકુલ નથી, તેથી હું રાજાને શું જવાબ આપી શ, વાસ્તે આ વાણીયાને પકડીને રાજા પાસે લઇ ચાલો· તે ઉપરથી લખપતી સેઠના બે હાથ બાંધીને સીપાઇઓ રાજા પાસે લઇ ગયા. રાજાયે સરવે હકીકત સાંભલીને કહ્યું કે મને આજે તેં ભુખ્યો રાખ્યોછે, કારણ કે નિત્ય સવારના પોહોરમાં હુ દહીં વિગેરે અનાજનું આહાર કરૂ છું. તે દહીં તેં પોતાના ધનના મદમાં ઢોલી નાંખ્યું. તેથી તને એક વરસના કેદખાનાની સજા કરૂછું. આ સાંભલી લખપતી શેઠે રૂદન કરવા માંડયું. બુદ્ધીલાલને દયા આવવાથી તે રાજદરબારમાં આવી, રાજાને સલામ કરીને ઉભો રહ્યો. લખપતી શેઠને બાંધીને સીપાયો લઇ જતાં હતાં, તેને અટકાવીને રાજા પાસે અરજ કરવા લાગ્યો, અને બોલ્યો કે વગર અપરાધે, વગર ઇનસાફે કોઇ એક મુસાફરને સજા કરવી એ સારૂં નથી. માહા રાજ આપની ખુશી હોય તો, ગોવાલણ અને લખપતી સેઠની વચ્ચે શું બીના બની, તે હું આપને કહી સંભલાવુ, આપ સાંભલી ઘણા ખુશી થશો. રાજાએ કહ્યું કે સુખે થીં કહે. બુધ્ધીલાલે કહ્યું જે ગોવાલણ દહીંનું ગોરસ માથે મુકીને ઊતાવલી ઉતાવલી ચાલતી હતી. એટલમાં આકાશ મારગે એક સમલી પોતાની ચાંચમાં એક સર્પને પકડીને તેનું ભક્ષકરતી કરતી ઊડતીં હતીં. તે સર્પના મુખમાંથીં ઝેર પડતું હતું. તે ઝેર એ ગોરસમાં આવી ને પડયું. તે મેં તથા લખપતીં સેઠે નજરેથીં જોયું. અમે વિચારયું કે એ રાજાની ગોવાલણછે; તે પોતાના

મદમાં અમારા જરીખનું કહ્યું માનશે નહી, અને જો તે દહીં રાજા ખાશે તો તેજ વખતે ઝેર ચડશે. એવા વીચારથી લખપતી શેઠે તે ગોવાલણને ધક્કો મારીને દહીંનું ગોરસ પાડીને ફોડી નાંખ્યું. આ સર્વ બીના ખરેખરી છે. ને લખપતી શેઠના ઉપકારને બદલે આપ સાહેબે એ ગોવાલણનું કહ્યું માનીને ઉલટી સજા કરો છો, તે ઠીક નહીં. આ સાંભળી રાજા ઘણો ખુશી થઇ ને બંને જણને શીરપાવ આપીને ત્યાંથી વિદાય કર્યા. બુદ્ધીલાલ તથા લખપતી શેઠ રત્નપુર જવાને ત્યાંથી નિકળ્યા. બીજે દીવસે શવારમાં રત્નપુરની બાહાર આ વીને એક બાગમાં ઉતારો કર્યો.

ત્રંબાવટી નગરીથી રૂપસીંહ રાજાએ રત્નપુરના અભેસીંહ રાજા ઉપર એવો પત્ર લખ્યો હતો જે, "અત્રેથી લખપતી શેઠ તથા બુદ્ધીલાલને તમારી તરફ મોકલ્યા છે, તે આવે એટલે તરતજ કતલ કરી નાખજો જરાપણ વિલંબ કરશો નહી." તે કાગળ અભેસીંહ રાજા ને પહોંચવાથી તે રાહ જોતો બેઠોછે, એટલામાં લખપતી શેઠ તથા બુદ્ધીલાલ બાગમાંથી નિકલીને કચેરીમાં આવ્યા. તેને જોઇને અભેસીંહ રાજાએ પુછ્યું જે તમે કોણછો, અને શું કારણથી આવ્યાછો. લખપતી તથા બુદ્ધીલાલ કેહેવા લાગ્યા જે અમો ત્રંબાવટી નગરીથી રૂપસીંહ રાજાએ આપ સાહેબની સલામે મોકલ્યાછે. આ સાંભળી અભેસીંહ રાજાએ તરત ચંડાલોને બોલાવીને હુકમ કર્યો જે આ બેઉ સખસોને ગામથી બહાર જંગલમાં લઇ જઈ કતલ કરો આવો હુકમ સાંભળી બંને જણ ભય

ભિત થયા, એટલામાં ચંડાળોએ આવીને તેઓને પકડી ને ગામથી બાહાર લઇ ગયા. ત્યાં જઇ મારવાનો વિચાર કરેછે, એટલે લખપતી શેઠે ચંડાળોને કાલાવાલા કરીને કહ્યું, મને છોડી મુકોતો, તમોને એક લાખ રૂપીયા ઇનામ આપું. ચંડાળોએ કહ્યું અમારેથી રાજાના હુકમ કરતાં ઉલટું ચલાય નહીં. ત્યારે શેઠે વિચાર્યું જે આપણું તો મોત નક્કી ભરાઇ આવ્યું, હવે છુટવાનો કંઇ પણ ઉપાય નથી. તેથી તણે પેલા ચંડાળોને કહ્યું જે મારી સર્વસ્વ દોલત તમને આપું, પણ મને જીવતો જવાદયો. ચંડાળોએ કહ્યું અમો કદીબી નિમકહરામ થવાના નથી. તમારા બંનેના પ્રાણ લઇશું. આ સાંભળી લખપતી શેઠ ગભરાવા લાગ્યા, અને મોટેથી બુમ પાડીને રડવા માંડયું કે મારી કયાં કમબખ્તી ભરાઇ આવી જે, મેં રાજાનું કહ્યું માન્યું. બુધ્ધીલાલે વિચાર કરીને હશવા માંડયું ને ઉતાવલથી પેલા ચંડાળોને કહ્યું, જે જલ્દીથી શેઠના પેહેલાં મને મારી નાખો. આ સાંભળી ચંડાળો વિચારમાં પડીને બુધ્ધીલાલને પુછવા લાગ્યા જે ભાઇ તું મરવા સારૂં ઊતાવળો થાયછે તેનું કારણ શું તે કહે. કોઇ પણ પુરૂશ મરવા સારૂં ઉતાવળો થાય નહી. બુધ્ધીલાલે કહ્યું, તમે મને કંઇ પણ કારણ પુછશો નહી, અને જલ્દીથી મારા પ્રાણલ્યો, મારો આ સમય જાયછે. આવા શબ્દ સાંભળી ચંડાળો ઘણા વિચારમા પડયા, અને હાથ જોડીને બુધ્ધીલાલને કેહેવા લાગ્યા જે એક વખત તું અમને તેનું કારણ કહે, પછી તારો પ્રાણ લઇશું. બુધ્ધીલાલે કહ્યું, તમારે તેનું કારણ પુછવું હોય

તો અમને બંને જણાને પાછા રાજા પાસે લઇ જાઓ, ત્યાં હું એ વાતનો ખુલાશો કરીશ. ચંડાળો તરત બંને જણને રાજા પાસે લઇ જઇને ઉપર બનેલી સર્વ હકીકત કહી સંભલાવી. રાજા ઘણો વિચારમાં પડીને પોતાના મનમાં કેહેવા લાગ્યો કે મરવા સારૂં કરીને આટલો બધો ઉતાવળો થાયછે, તેનું કારણ શું હશે? તે બુધ્ધીલાલને પુછવા લાગ્યો. બુધ્ધીલાલે કહ્યું અમારા બંને જણનું જે રાજાના રાજમાં મોત થાય, તેના રાજમાં બાર વર્ષ પર્યંત વરશાદ બીલકુલ થાય નહી. એવો જોગ અમારી જંન્મ પત્રિકામાંછે, તેથી રૂપસીંહ રાજાએ અમને બંને જણને પોતાના રાજયમાંથી દેશ નિકાલ કરી, તમારા રાજયમાં મોકલ્યાછે. અને અમારો આજ મોતનો દીવશ છે, વાસ્તે તમે બીલકુલ વખત લગાડશો નહી, અને હમણાને હમણા કતલ કરો. આ વચન સાંભળી અભેશીંહ રાજા ઘણો ઘભરાવા લાગ્યો, ને વિચાર કરવા લાગ્યો જે એ કોઇ બત્રીશ લક્ષણા પુરૂશછે, તેને હું વગર વાંકે મારા રાજમાં શાને વાસ્તે મારી નાખું. મારા રાજમાં બાર વર્ષ પર્યંત વરશાદ થાય નહી, એવું હું હાથે કરીને શા વાસ્તે માગું. રૂપસીંહ રાજાએ એવો હુકમ લખ્યો કે, "આવતાનેવાર બંને સખસોને એકદમ કતલ કરી નાંખજો" તેનું એજ કારણ હોવું જોઇએ, હું ખરો કે પાછા તેઓને ત્રંબાવટી નગરી મોકલી આપું. એમ વિચારી કેટલાક સીપાઇઓને હુકમ કર્યો કે, આ બેઉ સખસોને આપણાં રાજયની હદ બાહેર મુકીઆવો. આ હુકમ થતાંને વાર તરત, સીપાઇઓ પેલા બંને જણ

સારૂં બે અસ્ત્ર તૈયાર કરી લાવ્યાં. એક અસ્વ ઉપર બુધ્ધી લાલને તથા બીજા ઉપર લખપતી શેઠને બેસાડયાં. કેટલાક ઘોડેસ્વાર આગલ તથા કેટલાક પછવાડે, તેઓની વચમાં, લખપતી શેઠે તથા બુધ્ધીલાલે મોટા રાજવંશીની માફક ચાલવા માંડયું. તેઓ એક બે દીવશમાં મણીપુર આવીને, બુધ્ધીલાળે, પોતાની સ્ત્રી સાથે લઇને ધર્મ પીતા લાલસીંહ પાસેથી રજા લઇને ત્રંબાવટી નગરી જવા સારૂ રવાના થયો, તે વખતે લાલસીંહ રાજાએ ખુશી થઇને ઘણું લસ્કર આપ્યું. તેઓ વાજતે ગાજતે થોડા દીવશમાં ત્રંબાવટી નગરી આવી પહોંચ્યા. થોડેક દુરથી લસ્કર આવતું જોઇને ગામના લોક નાહસા, નાહસ કરવા લાગ્યા, અને રાજા પાસે ફરીયાદ કરવા લાગ્યા કે, આપણા રાજય ઉપર કોઇ રાજા પોતાનું લસ્કર લઇ ચઢાઇ કરી આવ્યોછે. આ સાંભળી રૂપસીંહ રાજા ઘણો ધભરાઇને, દેવદત વજીરને તેની શાથે સમાધાની કરવા સારૂં મોકલ્યો. દેવદત વજીરને પગે ચાલતો આવતો જોઇને, બુધ્ધીલાલ તરત ઘોડા ઉપરથી ઉતરી પડીને પોતાના પીતા પાંસે જઇ પગે લાગ્યો. દેવદત્ત વજીરે બુધ્ધીલાલને પોતાના રૂદય સાથે ચાંપ્યો. લખપતી સેઠ આવીને, દેવદત્ત વજીરને પગે લાગ્યા. પછી દેવદત્ત વજીર તેઓને સઘલા લસ્કર સહીત વાજતે ગાજતે રાજ દરબારમાં તેડી ગયો. લખપતી શેઠ તથા બુધ્ધીલાલને જોઇને રાજા રૂપસીંહ પુછવા લાગ્યો કે, આ સઘળું કોના પ્રતાપથી થયું, તે કહો. બુધ્ધીલાલ બોલ્યો કે સર્વ હકીકત લખપતી શેઠને પુછી જુઓ: પછી લખ

પતી શેઠે ઉઠીને, સર્વ સભા દેખતાં કહ્યું કે, અક્કલવંત એજ અધિકછે કોઈ પુરૂશ ધનનો મદ કરી એમ કહેશે કે, "મારા સમાન કોઇ નથી, અને ધનથી સર્વ મલી શકેછે. તે ખોટુંછે, અક્કલ ઠેકાણે ઠેકાણે કામ આવેછે, એમ કહી પેહેલેથી તે છેવટ સુધી સર્વ હકીકત કહી સંભળાવી. તે સાંભલી રૂપસીંહ રાજા ઘણો ખુશી થઇને બુધ્ધીલાલને પોતાની પાસે બોલાવીને, ઘણો સીરપાવ આપીને કહ્યું કે, આજથી તારૂ નામ બુધ્ધીસાગર એટલે (સમુદ્રરૂપી) સાગરના જેવી તારામાં બુધ્ધી ભરેલીછે, વાસ્તે હવેથી તારૂ નામ બધ્ધીલાલ ફેરવીને બુધ્ધીસાગર પાડુછું.

થોડા દહાડા પછી ચંદ્રશેનના લગ્ન એક રાજ્ય કન્યા સાથે વિધી પ્રમાણે થયાં પછી બુધ્ધીસાગર તથા ચંદ્રશેનને એકબીજા સાથે એવી મિત્રાઇ થઇ કેસુમાર એકબીજાથી જુદા પડે નહી. ને આખો દાહાડો એશ આરામમાં સાથે ગુજારતા હતા. એક સમયે વજીરે વિચાર કર્યો, કે મારો પુત્ર, રાજકુવર સાથે આખો દહાડો બાગ બગીચામાં ફરતો ફરેછે તે ઠીક નહીં કારણકે મારી વૃદ્ધા વસ્થા થઇ, તેથી તેને મારી વજીરાત નું કામકાજ શીખવવું. પણ પેહેલાં ચંદ્રશેન સાથે અતી શય મિત્રાઇછે તે છોડાવુ, તો આગલ જતાં એ મારી પદવીને લાયકનો થશે. એવા વિચારથી તે વજીર પોતાને ઘેર જઇ, નિરાશ થઇને વિચારમાં બેઠોછે, એટલામાં એક માલણ આવીને, ફુલના તોરા તથા હાર ભેટ કરીને બોલી જે, શેઠજી તમારૂં મુખ આજે અતિશય ઉદાશી

ફમછે ત્યારે વજીરે તેની આગળ પોતાનો સઘળો ખુલાશો કરીને બોલ્યો કે, જે કોઇ મારા પુત્રની ચંદ્રસેન સાથેની દોસ્તી છોડાવેતો તેને એક હજાર રૂપીઆ ઇનામ આપું. આ સાંભલી તે માલણે વજીરને કબુલાત આપી કે, આજ થી કરીને એક અઠવાડીઆમાં, ચંદ્રશેન તથા બુદ્ધીસાગરને એકબીજાની દોસ્તીમાં વિરોધ પડાવું તો મારૂં નામ પ્રેમબાઇ માલણ ખરૂં.

એવો વિચાર કરતી કરતી માલણ પોતાને ઘેર ગઇ, બીજે દીવશથી તે ભરવાડનો વેશ લઇ ફાટાં તુટાં કપડાં પેહેરી, માથે છાણનો ટોપલો ઊંચકીને, જયાં ચંદ્રશેન તથા બુદ્ધીસાગર દરિયા કીનારેથી દરિયા મેહેલમાં હવા લેવાને માટે સાંજના જાયછે, ત્યાં જઇને દરિયા મેહેલ થી થોડે દુર પોતાના માથાં ઉપરથી છાણનો ટોપલો ઊતારીને છાણાં થાપવા લાગી. એવી રીતે તે માલણ દરરોજ તે ઠેકાણે છાણા થાપવાને જતી હતી. એવી રીતે ચારેક દીવશ થયા. એક દીવશે ચંદ્રશેન તથા બુદ્ધીસાગર, પોતાનો અમુલ્ય પોશાક ઊતારીને, શાદા કપડાં પેહરીને હવા લેવા માટે દરિયા મેહેલની આશપાશ ફરતાં હતાં, તેનેજોઇને પ્રેમબાઇ માલણ "જે ભરવાડણને વેશે" હતી, તે છાણા થાપતી એકદમ રૂદન કરવા લાગી. તેનુ રૂદન સાંભળી તે બંને જણને દયા આવવાથી ચંદ્રશેને બુદ્ધીસાગરને કહ્યું કે તમે તે બાઇની પાસે જઇને પુછો કે શા વાસ્તે તું રૂદન કરેછે, અને તને શું દુઃખછે. તે સાંભળી બુધીસાગર તરત ત્યાં ગયો અને તે ભરવાડણને (માલણને) રૂદન કરવાનું કારણ પુછયું. ત્યારે ભરવાડણ

બોલીજે "માહારાજ, આ વખતે કોઇ માણુશ અહીયાં નથી, ને આ છાણાનો ટોપલો મારે માથે મુકીને ઘેર જવુંછે, માટે તમે જરા ટોપલાને મારે માથે ચડાવવા લાગો તો હું મારે માથે મુકુ, અને પછી તમને એક વાત કહુ" તે વખતે બુધ્ધીસાગરે સુકાઇ ગયેલાં છાણાનો ટોપલો હાથે વતી ઉપાડીને તે ભરવાડણના માથાં ઉપર ચડાવ્યો, ત્યારે ભરવાડણને હસવું આવ્યું, અને બોલી કે માહરાજ 'હું વાત કહુંછું તમને પણ તમે વાત ન કેહેશો કોઇને" તે સાંભળી બુધ્ધીસાગર બોલ્યો કે ઠીકછે, હું કોઇને તે વાત નહીં કહું, તું મને કહે. ત્યારે ભરવાડણ કહે માહારાજ એકવાર તમને કહ્યું જે "હું વાત કહું તમને પણ તમે ન કેહેશો કોઇને" તેજ વાત, વલી બીજી કઇવાત કહુ. ત્યારે બુધ્ધીસાગરને હશવું આવ્યું અને વિચાર કર્યો કે આ બાઇ કોઇ મુર્ખછે, માટે એને શું કેહેવું. એવો વિચાર કરીને જયાં ચંદ્રશેન ઉભોછે ત્યાં હસતાં હસતાં ચાલવા માંડયું, એટલે ભરવાડણ બોલીજે "યાદ રાખજો કોઇને કેહશો નહીં," એમ કહીને ચાલી ગઇ.

ચંદ્રશેન જે થોડેક દુર ઉભેલો હતો, તેણે આ છેલા શબ્દો સાંભળ્યા, તેથી તે વિચારવા લાગ્યો કે, આ ભરવાડણ ખુબસુરત હતી, જેથી બુધ્ધીસાગર મોહપામી ગયો છે, તેથી હસતો હસતો મારી તરફ આવેછે, પણ ફીકર નહી, મારી પાસે આવશે એટલે સર્વ હકીકત પુછી લઇશ એટલે સર્વ ખબર પડશે. એટલામાં બુધ્ધીસાગર તે ભરવાડણના મુર્ખાઇ ભરેલા શબ્દો ઉપર હસતો હસતો ચંદ્રશેન પાસે આવ્યો. ત્યારે ચંદ્રશેન બોલ્યો મારા પ્યારા

મિત્ર તે ખુબસુરત સ્ત્રી કોણ હતી, અને તેની સાથે તમારે શું વાત થઇ તે મને કહો. ત્યારે બુધ્ધીસાગરે, તે ભરવાડણના કહ્યા પ્રમાણે કહ્યું, જે "હું વાત કહું તમને પણ તમે ન કેહશો કોઇને" એવી રીતે મને કહી ગઇ. તે સાંભલી રાજકુવર ઉતાવલથી બોલ્યો કે પ્યારા મિત્ર જે વાત તમને તે ખુબસુરત સ્ત્રી કહી ગઇજે "નહી કહીસ કોઇને" તે વાત મને કેહેવાથી તને કશી પણ અડચણ થવાની નથી, ને હું સમજુછું જે તમો બંને જણા વચ્ચે પ્રીતી સારી રીતે થઇછે, ને મારા કરતાં આજે તમને એ વધારે વહાલી લાગેછે, તેથી તમે મારી પાસે ખરાવાત કેહવાને શરમ કરોછો. બુધ્ધીસાગરે કહ્યું કે મારા મિત્ર ચંદ્રસેન, તમારી પાસે હું કોઇ પણ દીવસ જુઠું બોલ્યો નથી, તે હું ખરેખર કહુંછું જે, એ ખુબસુરત સ્ત્રીએ મને એટલુજ કહ્યું કે "હું કહુછું તમને પણ તમે ન કેહશો કોઇને" એ શિવાય બીજી કશી વાત થઇ નથી. આ શાંભળી ચંદ્રશેન એકદમ ગુસ્સામાં બોલ્યો કે, "જા અહિંયાથી, તારા જેવા કપટી માણુશ સાથે મારે દોસ્તી રાખવી ઘટાર્થ નથી." એટલું કહી દરિયા મેહલમાં જઇ, પોતાનો બાદશાહી પોશાક પેહેરી, ઘોડે સ્વાર થઈ, દરબારમાં ગયો, અને બુધીસાગાર નિરાશ થઇ, પોતાનો પોશાક પેહેરી પોતાને ઘેર ગયો. અને રાજકુવર સાથે જે વાત થઇ તે પોતાના બાપને કહી. તે વખતે તે વજીરે એક હજાર રૂપીઆની કોથળી તે બાલણને ઘેર મોકલી દીધી.

ચંદ્રશેન પોતાના રાજ મેહેલમાં જઇને તે રાત્રે

ગુસ્સામાં સુઇ રહ્યો. બીજે દીવશે કચેરીમાં જઇ હાથમા "કટાર" લઇ પોતાના પેટમાં મારવા તૈયાર થયો. તે વખતે કચેરીમાં હાહાકાર વર્તી રહ્યો, અને રાજાએ એકદમ ઉઠીને તેના હાથ પકડી લીધા, અને તેના હાથમાંથી કટાર લઇ લીધી, અને તેમ કરવાનું કારણ પુછવા લાગ્યા. ત્યારે ચંદ્રશેન બોલ્યો જે "વજીરના પુત્ર બુધોસાગરને આજને આજ કતલ કરો, નહી તો હું મારો પ્રાણ તજીશ. આ શાંભલી આખી સભા વિસ્મય થઇ ગઇ, ત જોઇ રાજા કેહેવા લાગ્યો કે વગર અપરાધે કોઇ પણ પુરશના પ્રાણ લેવાએ ઘટાર્થ નથી, તોપણ તારો તેણે શું અપરાધ કીધોછે તે કહે તો હું તેને પુરતી સજા કરૂં. ત્યાર પછી બુધીસાગરને કચેરી માં બોલાવીને, રાજાએ પુછયું જે તારે ચંદ્રસેન સાથે શું વાતનો વાંધો પડયોછે, તે સરવ વાતનોં ખુલાસો કર. ત્યારે બુધ્ધીસાગરે પ્રથમથી તે આખર સુધીમા બને લી સઘળી વાત કહી સંભલાવી. તે સાંભળી રાજા વિચાર કરવા લાગ્યો કે અસત્વભાષણ કરવું તથા ખોટો ન્યાય કરી કોઇને દંડ કરવાનો મારો નિયમછે, તે હવે શું કરવું. એકતરફ બુધ્ધીસાગરનું બોલવું સરવ ભેદ ભરેલુંછે, અને બીજી તરફ ચંદ્રશેન મરવાને તૈયાર થયોછે. એવા વિચારમાં રાજા બોલ્યો, અરે પરમેશ્વર હવે શું થશે? તેટલામાં દેવદત વજીર સભામાં ઊભો થઇ સરવ દેખતાં મોટે સાદે કેહેવા લાગ્યો કે, હે ચંદ્રશેન! તમારે કશી ફીકર કરવી નહી. બુધ્ધીસાગરે તમારો અપરાધ કર્યો છે તો હું તેને શિક્ષા કરવાને તૈયાર છું. એમ કહી

તરત ચંડાળોને બોલાવીને હુકમ કર્યો કે, આ બુધ્ધીસાગરને અહીંથી મુસ્કા બાંધીને ગામની બાહાર મોટું અરણ્યછે ત્યાં તેને લઇ જઇને, તરત તેની આંખો ફોડીને છોડી મુકજો, એટલે રખડી રઝળીને મરણ પામશે. એવો હુકમ થતાંજ તરત ચાર ચંડાળો બુધ્ધીસાગરના મુસ્કા બાંધીને લઇ ચાલ્યા, એટલે વળી ચંદ્રશેન બોલ્યો જે હે બુધ્ધીસાગર! હજુ પણ તું સાચું બોલ, અને ખરેખરી વાત કહે તો હું તને છોડાવું. બુધ્ધીસાગર બોલ્યો, હું તને ખરેખર કહુછું જે મને તે ભરવાડણ એટલુજ કહી ગઇ જે "હુ કહું તમને પણ તમે ન કેહેશો કોઇને" એ શિવાય મારે ને તને બીજી કશી પણ વાત થઇ નથી. ચંદ્રશેને કહ્યું જે તું સાચું બોલતો નથી ત્યારે એ સજાને તું લાયકછે.

ચંડાળો બુધ્ધીસાગરને મુસ્કા બાંધીને લઇ ગયા પછી તરતજ સભા વિસર્જન થઇ, ત્યારે દેવદત એકદમ ઊઠી, તરત પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ, ચાર હજાર રૂપીઆની ચાર કોથલીઓ લઇને, ઘોડાને દોડાવતો દોડાવતો તે અરણ્યમાં ગયો ને દુરથી પેલા ચંડાળોને જોઇને પોતાની પાગડીનો પેચ ઉખેડી વાવટો કરી, ઘોડાને એકદમ દોડાવી ચાલ્યો. ચંડાળો બુધ્ધીસાગરની આંખો કહાડવી. એવા વિચારમાં હતા, તેટલામાં-તે હજુર આવીને, ચંડાળોને કેહેવા લાગ્યો કે "બુધ્ધીસાગરનું કોઇ નામ લેશો નહી ને તમને દરેકને હજાર હજાર રૂપીયા આપુછું, તે તમારે ઘેરે લેઇ જાઓ." પછી ચંડાળો પૈસાની લાલચથી બુધ્ધીસાગરને છોડી દીધો, અને પાસેના વનમાં જઇને, એક

હરણુ મુવેલું પડયું હતું, તેની આંખો કાહાડી લાવ્યા, અને હજાર હજાર રૂપીયાની કોથળી લઇને પોતાને ઘેર ગયા. દેવદત્ત વજીર થોડી રાત ગયા પછી બુધ્ધીસાગરને પોતાને ઘેર લાવીને, ઘરમાં એક ભોંયરૂ હતું, ત્યાં છુપી રીતે રાખ્યો. તેને આખો દીવશ ભોંયરામાં રાખતો હતો અને તે રાત્રે બહાર ઘરમાં આવતો હતો.

ચંડાળો ગામમાં આવી, પોતાને ઘેર જઇ, મલેલાં નાણું ઠેકાણે પાડી, તરત રાજ મેહેલમાં જઇને આંખો ચંદ્રશેનની આગલ મુકી. તે જોઇ ચંદ્રશેન ઘણું હર્ષ પામ્યો.

બીજે દીવશે ચંદ્રશેન હવા લેવા સારૂં દરિયા મેહેલમાં ગયો, ત્યાં તેને બુધ્ધીસાગર વગર ચેન પડયું નહી, તેથી દીવાનખાનામાં આમથી તેમ ફરતો હતો, એટલામાં દરિયા તરફ એક મોટું સફરી વાહાણુ જતું હતું, તે તેની નજરે પડયું. તેમાં નાના પ્રકારના પુષ્પના ઝાડના કુંડા વહાણુના તુટક ઊપર ફરતાં સોભી રહ્યાં છે, મધ્ય ભાગે રંગીન બેરંગીન ગલીચો બીછાવેલોછે, તેની ઉપર એક ઘણી સ્વરૂપવંતી, જુવાન સ્ત્રી બેઠેલીછે. તેને જોઇને ચંદ્રશેન ઘણો મોહીત થયો, અને મનમાં વિચાર કરવા લાગ્યો કે શું ઇશ્વરે એને રૂપ આપ્યું છે. જગત કર્ત્તા કોઇ વખતે નવરાશમાં બેઠા હશે, ત્યારે આ સ્ત્રી નમુના દાખલ બનાવી હશે, એવો મનમાં વિચાર કરતો એકી નજરે તેની તરફ જોઇને ઊભો છે, એટલામાં તે સ્ત્રીની નજર પણુ ચંદ્રશેન ઉપર પડી. ચંદ્રસેન બારીમાં ડુમેલોછે, તેને જોઇને તે સ્ત્રી મોહીત થઇને વિચાર કર

વાલાગી કે "પૃથ્વીઉપર આવા સ્વરૂપવાન પુરૂસો પણછે, કે જેની આમલ ઇંદ્ર પણ લજ્જા પામે. ઇશ્વરે અને રૂપ આપ્યું, પણ કજોડું આપ્યું, પણ કંઈ ફીકર નહીં હાલતો શમસ્યા કરૂં, જો ચતુર હસે તો મારી ખબર લેશે એમ વિચાર કરી, કેબીન માંથી એક દાસીને બોલાવી, સોનાનો થાલ મંગાવ્યો. તેથાલને ઊત્તર દીશા તરફ મુકયો, તેમાં થોડાંક ફૂલફળ, અને એક મુઠી ચોખા મુકયા. અને પોતાના માંથામાંથી વેણી કાહાડીને તેમાં મુકી તથા તે થાળની બને બાજુએ એક એક શ્રીફળ મુકયું, પછી તે થાળને ઊપાડી, પોતાની છાતીએ અડકાડીને ઊત્તર દીશા તરફ ખસેડી મુકયો, ને તેની નજર ચંદ્રસેન સામી રહી ગઇ. જ્યાં સુધી નજર પડી ત્યાં સુધી એક બીજા જોયાં કરતાં હતાં, પણ વહાણ ઘણું દુર નીકલી ગયું, ત્યારે ચંદ્રસેન પોતાના દીલમાં અફસોશ કરવા લાગ્યો. પેલી સ્ત્રી શું "શમસ્યા" કરી ગઇ, તેની એને સમજણ પડી નહીં, તેથી પોતાના મનમાં ઘણું પસ્તાવા લાગ્યો, જે આ વખતે બુધ્ધીસાગર મારી પાસે હોત તો "શમસ્યા"નો ખુલાસો કરત પણ અફસોશ! જે મારા પ્રિયમિત્રના મેં મારી દુષ્ટબુધ્ધીથી તેનાં નેત્ર કડાવ્યાં છે, તથી તે બીચારો, રખડી રઝળી કોણજાણે શી ગતીને પ્રાપ્ત થયો હસે. પણ હજુ ઝાઝા દીવશ થયા નથી, તેથી વખતે જીવતા હોય, તો આંધળો હસે તો મારે તેને નજરથી કઇ દેખાડવુ નથી, પણ આ "શમસ્યા"નો ઉતર લેવોછે, વાસ્તે તેની શોધ કરાવું. એવો વિચારકરી ત્યાંથી દરબારમાં જવા નિકળ્યો, પણ બુધ્ધીસાગર વળી યાદ આવવાથી તેનું રૂદય ભરાઇ આવ્યાથી વિલાપકરવા લાગ્યો.

(કુંવર કુંવરી મારાં લાડકાં એ રાહ.)

મિત્ર મારા તું કયાં હશે, બુધ્ધીસાગર ભાઈ;
દુઃખી થયોરે હું તુંજવિના, મારી સુધ્ધ બુધ્ધ ગઇ.
મિત્ર મારાં૦ ૧.

નેત્ર કઢાવ્યાં મેં તાહરાં, પ્રથમ વિચાર્યું નહીં;
શાહસ કર્મ કર્યા થકી, થાય પસ્તાવો રાહી.
મિત્ર મારાં૦ ૨.

"શમસ્યા" કરી ગઇ શુંદરી, અર્થ જાણું હું નહી;
રત્ન જાયછે હાથથી, તુજ વિયોગે શહી.
મિત્ર મારાં૦ ૩.

અફ્રોશ થાયે અતિઘણો, શરિર જાયે સુકાઇ;
મિત્ર માહરો જો નહી મલે, પ્રાણ તજું હું શઇ.
મિત્ર મારાં૦ ૪.

સીપાઇ મારા સાંભળો, જાઓ જંગલ માંહી;
શોધી લાવો મુજ મિત્રને, આપું તમને વધાઇ.
મિત્ર મારાં૦ ૫.

એવી રીતે વિલાપ કરતા કરતો ચંદ્રસેન જમીન ઉપર બેભાન થઇ તુટી પડયો. ત્યારે શીપાઇઓએ એકદમ આવીને શીતળ જળ છાંટયું અને તેઓ પંખાથી પવન નાખવા લાગ્યા. થોડીવારે ચંદ્રસેન સુધ્ધીમાં આવ્યો પણ તેને શું થયુંછે, તે કોઇ જાણતું નહતું. તોપણ તેને રથમાં નાખી દરબારમાં લઇ ગયા. ચંદ્રસેનને પેલી ખુબસુરત સ્ત્રીનું કામરૂપી બાણ લાગ્યું હતું, તેથી તેની

મુધ્ધી રહી નહોતી, પણ દર વખતે બુધ્ધીસાગરને યાદ કરતો હતો. ચંદ્રસેનને એવી હાલતમાં જોઇને રૂપસીંહ રાજા તેની પાસે આવીને ઘણી ચીંતા કરવા લાગ્યો, પણ હીંમત રાખીને બોલ્યો જે મારા પ્યારા પૂત્ર ચંદ્રસેન વળી તને આ શું થયું ? તે મને ખરેખરી વાત કહે. ત્યારે ચંદ્રસેને કહ્યું, "પીતાજી મારૂં મોત ભરાઇ આવ્યું છે, કારણ કે મારા પ્રાણ મિત્ર બુધ્ધીસાગર વગર મને ચેન પડતું નથી, અને મને તે દર વખતે યાદ આવેછે. માટે તેની જંગલમાં સોધ કરાવો." રૂપસીંહે કહ્યું બેટા ચંદ્રસેન બુધ્ધીસાગરની તેં આંખો ફોડાવી નખાવી છે તેથી તે રઝળી રખડીને મરણ પામ્યો હસે. જો તું કહેતો હોય તો બુધ્ધીસાગર કરતાં અધિક બુધ્ધીવાલા પુરૂષોને તેડાવું." ચંદ્રસેને કહ્યું પીતાજી મારે બુદ્ધિસાગર શિવાય બીજાં કોઇનું કામ નથી. બુદ્ધિ સાગરના વિયોગથી એક બે દીવશમાં હું મારો પ્રાણ તજીશ. આ સાંભળી રાજા ઘણો દલગીર થયો, અને તરત દેવદત વજીરને બોલાવીને કેહેવા લાગ્યો કે, "ચંદ્રસેન બુધ્ધીસાગરને ઘણું યાદ કરેછે, તેના વિયોગથી પોતાનો પ્રાણ તજવા તૈયાર થયોછે, વાસ્તે તું જલ્દીથી જંગલમાં જઇને તેની સોધકર, કદાચ તે આંધળો હોય તો ફીકર નહીં. પણ તેને જલ્દીથી સોધી લાવ, નહીં તો તે મરણ પામસે તો મારૂં નામ જસે. ચંદ્રસેન બે દીવશથી અપવાશ કરેછે અને કહેછે જે બુધ્ધીસાગર એક બે દીવશમાં મલસે તો ઠીકછે, નહીં તો હું મારો પ્રાણ તજીશ." આ સાંભળી વજીર, રાજાને ધીરજ આપીને બોલ્યો કે, મહા

રાજ કંઇ ફીકર કરસો નહીં. તમારા સત્યને પ્રતાપે તે જ્યાં હસે ત્યાંથી હું તેને સોધી લાવીશ. એમ કહી તરત ઘોડે સ્વાર થઇ પોતાને ઘેર ગયો, ને બુધ્ધીસાગરને ભોંયરામાંથી બહાર કહાડીને સર્વ વૃતાંત કહી સંભળાવ્યું. ત્યારે બુધ્ધીસાગરે કહ્યું, પિતાજી કંઇ ફીકર નહીં, હું સભામાં આવવાને તૈયારછું, પણ એક ઉપાય કરો, જે મારી આંખે પાટા બાંધીને, ચંદ્રસેન પાસે લઇ જાઓ

બુધ્ધીસાગરને, કહ્યા મુજબ આંખે પાટા બાંધીને પાલખીમાં બેસાડીને સભામાં લઇ ગયા. સભામાં પાલખી આવતાંજ, ચંદ્રસેને તરત આગલ આવીને, તેનો હાથ પકડીને બહાર ઊતાર્યો અને ભેટી પડયો, અને પોતાની મધુર વાણીથી બોલ્યો, જે મારા પ્રાણ પ્રિય મિત્ર બુધ્ધીસાગર તને જીવતો જોઇને હું ઘણો ખુશી થાઊછું, બુધ્ધીસાગરે કહ્યું કે પ્રીય મીત્ર જ્યારથી તમે મારી આંખો કહડાવીછે, ત્યારથી હું ઘણોજ દુઃખી થાઉ છું, ને નેતરની વ્યાધીને લીધે હું જંગલમાં એકજ ઠેકાણે પડી રહ્યો હતો તેથી મને અન્ન પણ મળ્યું નથી. આજે તમારા આવા મીઠાં વચન સાંભળીને મને ઘણો હર્ષ થયોછે. પણ ભાઇ જો તું મને સાચા દીલથી ચહાતો હોય તો ઇશ્વરની પ્રાર્થના કરીને મારી આંખો ઉપર તારો હાથ મુક, કે જેથી મને પરમેશ્વર દેખતો કરે. આ સાંભળી ચંદ્રશેન પોતાના ખરા દીલથી ઇશ્વરની સ્તુતિ કરવા લાગ્યો, ને પોતાનો હાથ ઊંચો કરી, સર્વ સભા દેખતાં કહેવા લાગ્યો, કે "હે! જક્તકર્ત્તા, કૃપાસીંધુ, દીનબંધુ, મુજ પ્રિય મિત્ર બુધ્ધીસાગરને સહાય

થઇને તેના નેત્રનું કષ્ટ દુર કર." હું ખરા દીલથી મારા મિત્રને ચહાતો હોઉં તો તે આ વખતે દેખતો થાય એમ કહીને, ચંદ્રસેને પોતાનો હાથ બુદ્ધીસાગરની આંખો ઉપર મુકયો, કે તરત બુદ્ધીસાગરે પેલા પાટા છોડી નાંખ્યા, ને બંને મિત્ર એક બીજાને ભેટી પડયા આ વખતે જાણે દીવાળીનો દીન ઉદય થયો હોય, તેમ સર્વ સભા હર્ષ પામી.

પછી તે બંને મિત્ર પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ દરિયા મહેલમાં ગયા, અને પેલી ખુબસુરત સ્ત્રી વિષે સર્વ વૃતાંત ચંદ્રશેને બુધ્ધિસાગરને કહી સંભળાવ્યું, અને તે "શમસ્યા" નો અર્થ શું થાયછે તે પુછવા લાગ્યો. ત્યારે બુદ્ધીસાગરે કહ્યું કે ભાઇ એ વાતમાં કંઇ સાર નથી, માટે એ વાત જવાદો. પર સ્ત્રીનાં ફંડમાં ઘણા માણસો હેરાન થયાછે ને થાયછે, માટે આપણે તેમ કરવું નહીં. તમે ગુપચુપ બેસી રેહો, અને એનો અર્થ ઘણો દુઃખ દાયકછે. તે તમે સાંભળશો તો વલી માહા કષ્ટના દિવસ જોશો, માટે એ વાત જવાદો. ત્યારે ચંદ્રસેન, બે હાથ જોડી આજીજી કરી કહેવા લાગ્યો, કે મારા પ્રિય મિત્ર મને એ વાતનો અર્થ કહો, ને મેં તે ખુબસુરત સ્ત્રીને જયારથી જોઇછે, ત્યારથી મારા હૃદયમાં કામરૂપી બાણ ખટકયા કરેછે, અને એની ખુબસુરતી મારા દીલમાં રમ્યા કરેછે. એની ચાલનો લટકો તથા છટા જયારથી મારી નજરે પડીછે, ત્યારથી હું મોહીત થયોછું. હે પ્રાણપ્રીય મિત્ર તું ઘણો ચતુરછે તેથી તારૂં નામ બુદ્ધિ- સાગર પાડયુંછે. તે ખરેખરૂંછે. તારી બુદ્ધિનો પાર નથી,

માટે એનો અર્થ કરીને મને બતાવો, તો હું જરા શાંત થાઉ. ત્યારે બુધ્ધિસાગરે કહ્યું કે ભાઇ તને જોઇને પેલી ખુબસુરત સ્ત્રીએ જે સોનાની થાળ ઉતર દિશા તરફ મુકી તેનો અર્થ એ કે ઊત્તર દિશામાં કંનકાવતી નગરી છે, ત્યાં હું રહુછું, અને માંહે બે બાજુએ બે શ્રીફળ મુક્યાં, તેનો અર્થ એવો બતાવી ગઇ કે મારા ઘરની બે બાજુએ બે નાળીએરીના ઝાડછે, અને ફોફળ તથા ચોખાનો અર્થ એ કે હું ફોફળ તથા ચોખાસાની સ્ત્રીછુ, પછી જે વેણી પોતાના માથામાંથી કહાડીને મેલી તેનો અર્થ એ કે મારૂં નામ વેણીપદમણી છે, અને થાળને ઉપાડીને છાતી સાથે અડકાડયો, એનો અર્થ એ કે આ બથી કરીને, હું તને મારા રૂદયમાં રાખી બેઠીછું, અને પછી થાળતે એક બાજુપર ખસેડી નાંખી: એનો અર્થ એ જે હવે પછી તમે મારી ખબરલ્યો. આ અર્થ સાંભળી ચંદ્રશેન તરત બે હાથ જોડીને બુધ્ધિસાગરને કહેવા લાગ્યો, કે મારા પ્રિમબંધુ, બુધ્ધીસાગર તારી બુધ્ધિનો તો પારજ નથી, માટે આપણે તરતજ કનકાવતી નગરીમાં જવું, અને તે ખુબસુરત પદમણીને તેડી લાવવી. તારા શિવાય બીજા કોઇથી એ કામ થાય એવું નથી, માટે આપણે જલ્દીથી માતા પીતાની આગ્ના લઇ કનકાવતી નગરીમાં જવું. બુધ્ધીસાગરે કહ્યું, ભાઇ તમોને પદમણીનો મોહ લાગયોછે, તેથી તમે પોતે જઇને સ્વાદ લઇ આવો, હું તો નહી આવું, કારણ કે મારે ઘેર મારી સ્ત્રી ગર્ભવંતીછે તેથી તેણીને મુકીને હું આવનાર નથી. આ સાંભળી ચંદ્રશેન ઘણો નિરાશ થઇ ગયો, ને બુધ્ધિ-

સાગરને કાલાવાલા કરી નમ્રતાઇથી કેહેવા લાગ્યો કે, મારા પ્રિયમિત્ર તમારા શિવાય, બીજા કોઇથી એ કામ પાર પડવાનું નથી, અને મને સ્વપનામાં પણ તેનું દર્શન દુર્લભછે, વાસ્તે તમારે જરૂર આવવું પડશે. આવી રીતે વાદવિવાદ કરીને, બંને મિત્ર પોતપોતાને ઘેર ગયા.

બીજે દીવશે ચંદ્રશેન રાજ સભામાં આવીને રાજા રૂપસીંહ પાસે રજા માંગવા સારૂં ઘણીજ નમ્રતાઇથી બોલ્યો કે, પીતાજી હું જે દીવશે આજારી હતો, તે દીવશે મેં મારા મનથી એવી પ્રતિજ્ઞા લીધીછે જે, મારે હવે પછી તિર્થ યાત્રા કરવી. "જે માણુસ આવો મનુષ્યરૂપી દેહપામી, તિર્થ યાતરા કરતાં નથી, તેના જીવવાને ધિક્કારછે." માટે મારે તિર્થ યાત્રા કરવી, તેથી મેહેરબાની કરીને મને, તથા મારા મિતરા બુધ્ધીસાગરને આજ્ઞા આપો. આ સાંભળી રાજા રૂપશીંહ બોલ્યો કે, "મારા પ્યારા પુત્ર, મને ખબર મલીછે કે તારી સ્ત્રીને ગર્ભ રહ્યાને ચાર માસ થયાછે તેથી હું ધારૂંછુ કે પરમેશ્વરની કૃપાથી પુતર જન્મ થશે. તેથી ખુસાલીના દીવશ પ્રાપ્ત થશે, વાસ્તે તારે હમણા યાત્રા કરવા જવું યોગ્ય નથી. ચંદ્રશેને કહ્યું કે પીતાજી તમારૂં કેહેવુ એ સર્વ ખરૂછે, પણ તે દીવશથી મે "ભાત ખાવાની બાધા લીધીછે, તેથી જયાં સુધી હું તિર્થ યાતરા કરૂ નહીં, ત્યાં સુધી મારાથી ભાતનો એક પણ દાણો ખવાય નહીં, માટે મેહેરબાની કરીને રજા આપો. રાજાએ વિચાર્યું જે રાજકુંવર ઘણો હઠીલોછે, તેથી તે પોતાની હઠ છેવટ સુધી છોડનાર નથી, વાસ્તે તેને રજા આપવી પડશે. તે

વખતે રાજાએ બુધ્ધીસાગરને તેડાવીને કહ્યું જે, હે પુત્ર ! તમો તથા ચંદ્રશેન તિર્થ યાત્રા કરવાને જાઓ, પણ બે માસમાં પાછા આવજો. તમારે જોઇએ તેટલાં માણસો, ચાકરો, તથા પૈસો સર્વ લઇ જાઓ તમને સઘલી વાતની છુટ છે, પણ જલદીથી પાછા ઘેર આવજો. બુધ્ધીસાગરે કહ્યું કે વારૂં સાહેબ તમારી આજ્ઞા પ્રમાણે વર્તસું, એમ કહીને ત્યાંથી બંને મિત્ર દરિયા મેહેલમાં જઇને પોતાને ઉપ્યોગી વસ્તુઓ તૈયાર કરાવી. બંને રાજપુત્રો પોતાના કીમતી પોશાક પેહરી કનકાવતી તરફ જવા સારૂં સુકન જોવા ઉભા છે, એટલામાં વર કન્યા પરણીને આવતા માર્ગમાં મળ્યા. તેના સુકન વંદીને ચાલવા માંડયું, કે તરત છીંક થઈ એટલે બુધ્ધીસાગરે કહ્યું જે ભાઇ તમને પદમણી મલશે, પણ મોટું વિગ્ન થશે, એવો આ સુકનનો ભાવ થવો જોઇએ. પણ ચંદ્રશેનને પોતાના મનમાં વેણીપદમણી રમી રહી છે, તેથી તેણે કંઇ પણ સાંભળ્યું નહી.

બંને મિત્ર ઘોડે સ્વાર થઇને ચાર ઘોડે સ્વાર સીપાઇ સાથે યાત્રા મસે કનકાવટી નગરી તરફ રવાને થયા. તેઓ ઘણા ગામ, તથા શેહેરો જોતાં જોતાં થોડા દીવશમાં કનકાવતી નગરીમાં આવ્યા તે ગામથી બાહેર થોડેક છેટે પોતાનો ઉતારો કર્યો. શાંહજના ચાર વાગે ચંદ્રશેન તથા બુધ્ધિસાગર બેઊ જણ પોતાનો બાદશાહી દ્રેશ પેહેરી, ઘોડા ઊપર સ્વાર થઇ, શેહેરની શોભા જોતાં જોતાં ચૌટે, ચકલે, અને બજારમાં ફરવા લાગ્યા, પણ વેણીપદમણીના મેહેલનો પતો મલ્યો નહીં. સાંજ પડી

એટલે બંને કુંવરો ફરી ફરીને પાછા પોતાને ઉતારે આવ્યા. ચંદ્રશેન વેણીપદમણીના મોહથી આકુલ વ્યાકુલ થયો હતો, તેણીનો કંઇ પણ પત્તો ન મલવાથી ઘણો નિરાશ થયો, પણ શેહેરની સોભા જોઇ, તેના વખાણ કરવા લાગ્યો.

(રાહ. ઓખા હરણ.)

ચંદ્રશેન કહે મારા મિત્ર, હવે બેલો તમારા ચરિત્ર,
બુધ્ધીસાગર છે તમ નામ, નહી કાયર થવાનું કામ.
આજે રખડી રઝલી થાકયા, ગલી કુચી, શેરી, પોળ, નાકાં.
ઘણા ચોટાને ચોક બજાર, શેહેરનો નવ પામ્યા પાર.
સોભા ઇંદ્રાશનથી અધીક, મન ધરતા નહી કોઇ બીક.
વસ્તી વસે છે વરણ અઢાર, ઘેરે ઘેર પદમણી નાર,
પણ વેણી શમી નહી કોઇ, દેખી મુનીવર પામે મોહ.
દાંત સોભે દાડમ જેવી કલીઓ, હીરા નખ જડીત આંગળીયો
પેટ જાણે પોયણીનુ પાન, કમળફુળ સરખા છે કાન.
નમણું દોશે નાશીકા કર્ણ, ઠમકે ઠમકે ભરતી ચર્ણ.
ભ્રગુટી ભ્રમરની પેઠે ભમતી, જેમ વાદલ વીજળી ચમકતી
બાલેબાલ પરોવ્યાં મોતી, હસ્તે મુખડે શામુરે જોતી.
ગજ હસ્તીની ચાલે ચાલ. રૂડા શોભે ગુલાબી ગાલ;
શું વખાણું હાથનો લટકો; જોઇ અંતર લાગ્યો ચટકો.
મોહપાણ માર્યું મૃગનેણી; જાવી કઠણ આજની રેણી.
વેણી પદમણી તો કયાં હસે; કયા મેહેલમાં વાસો વસે
તેની સોધ કરો ઝટવીર, મારા મનમાં રહે નહી ધીર:
મલે ન મને પદમણીનાર, તો મારે મારૂ તજું આહાર.

એવી રીતે ચંદ્રસેન બુધ્ધિસાગર પાસે વિલાપ કરી નીરાશ થઇ બેઠો, તેને ધીરજ આપવા સારૂ બુધ્ધીસાગર સમજાવેછે.

રાગ ઉપરનો.

મારા મિત્ર રાખો મનધીર, સોચ કરવાથી સુકે શરીર.
વિતી જાયજો આજની રેણી, કાલે દેખાડુ પદમણી વેણી
બગલો આવ્યો સરોવર તીર, ચંચલ હોયતો પીએ નીર.
મુરખ કાયર થઇ પાછો ફરે, ગયા પછી પસ્તાવો કરે.
નામ ધરાવ્યું બુધ્ધીસાગર, તને પરણાવુ પદમણી નાર.
કરતા હરતા સમરથ ધણી, હિંમત રાખુ હું બુધ્ધીતણી

એવી રીતે બુધ્ધીસાગરના પ્રિય વચન સાંભળી ચંદ્રસેનને ધીરજ આવી, તે રાત્રીને વિષે નિંદ્રાવશ થયા પછી બીજે દીવશે તેણીપદમણીની શોધ કરવા સારૂ ગામમાં ગયા. બેઉ મિત્ર તે શેહેરની રચના જોઇ પોતાના દીલમાં ખુશી થતા થતા આખા શેહેરમાં ફરવા લાગ્યા. એટલામાં એક માલણ પોતાના ઘરના ઓટલા ઉપર બેઠી બેઠી તે શેહેરના રાજા સારૂં ફુલના હાર તથા ગજરા બનાવતી હતી, તે બુધ્ધીસાગરની નજરે પડી. તેને જોઇને બેઉ મિત્રો તેના ઘર તરફ પોતાના ઘોડા ચલાવવા લાગ્યા. બેઉ કુંવરોને પોતાના ઘર તરફ આવતા જોઇને, તરત ઉઠીને, જે ગજરા તથા હાર રાજા સારૂ લઇ જવા તૈયાર કર્યાં હતાં, તેમાંથી કેટલાક લઇને ચાંદ્રસેનના હાથમાં આપ્યા. આ ઉપરથી બુધ્ધીસાગરે પોતાના દીલમાં વિચાર્યું, કે આપણું કામ આ માલણથી થસે, એમ જાણી તેને એક મુઠી ભરી સોના

મોહોર આપી. આથી માલણ ઘણીજ ખુશી થઇને એજ કુંવરોને કેહેવા લાગી, જે ભાઇયો તમે કયા રાજાના રાજ કુંવરછો ને શું કામને વાસ્તે આ શેહેરમાં આવ્યા છો, ત્યારે બુધ્ધીસાગરે કહ્યું, માસી અમે પરદેશી છૈયે, આ શેહેરના વખાણ સાંભલી તેની રચના જોવા આવ્યા છૈયે. પાનબાઇ માલણે કહ્યું ભલે પધાર્યા આ ઘર તમારૂંછે. આ પરોશના બંગલામાં ઊતારો કરો હું તમારે વાસ્તે રશોઇ તૈયાર કરાવુંછું. કેહેવત છે કે "દામ કરે કામ, બીબી કરે સલામ." માલણને જે સોના મોહોર મલી હતી તેમાંથી વટાવીને રશોઇનો સામાન તૈયાર કર્યો, પછી એક બ્રાહ્મણને તેડી લાવી તેની પાસે બત્રીશ ભોજન તૈયાર કરાવ્યાં. આટલી બધી તેની મેહેનત જોઇ, બુધ્ધીસાગરે વળી એક મુઠીભરી સોના મોહોર પાનબાઇ માલણને આપી. આથી માલણ ઘણી ખુશી થઇને પોતાના મનમાં વિચાર કીધો, કે હવે તો મારૂં દરિદ્ર ફીટી જશે, એમ વિચારી પોતાના ધણી પાસે જઇને બાકીની સોના મોહોર તેને સ્વાધિન કરી, તેથી તે માળી પણ ઘણો ખુશી થયો અને આ બેઊ જણની ચાકરીમાં હાજર રહ્યો. પછી રશોઇ તૈયાર થઈ એટલે બંને કુવર ભોજન કરવાં બેઠા, પણ વેણીપદમણી ચંદ્રસેનને યાદ આવવાથી અંન પણ ભાવ્યું નહીં, તેથી ત્યાંથી ઉઠીને બુધ્ધીસાગરને કેહેવા લાગ્યો, જે ભાઇ આ-જનો દીવશ પણ ફોકટ જતો રહેશે. હજુ સુધી આપણે વેણીપદમણીનો પત્તો લાગ્યો નહીં તેથી આપણે આમજ બેશી રેહેવું એ ઠીક નહીં. બુધ્ધીસાગર બોલ્યો હે પ્રિય

બંધું; મેં તને ગઇ કાલે કહ્યું છે જે કાલે તને પદમણી મેલવી આપીશ, તે તારે ખોટું જાણવું નહીં. આજને આજ તને પદમણી મેલવી આપું તો મારૂં નામ બુધ્ધી સાગર સત્ય માન જે, નહીં તો આ મનુષ્યરૂપી દેહ વૃથા સમજવું, એમ કહીને તરત પાનબાઇ માલણને બોલાવીને કેહેવા લાગ્યો જે, માસી, જે કામને વિષે અમે આ સેહેરમાં બે દીવશ થયા આવ્યા છઇએ, પણ અમારૂં કામ સીદ્ધ થયું નથી. તે કામ તમારાથી બની શકે એવું છે, કારણ કે તમે ઘર ઘરના ભોમીઆછો, તમારા થી આ સેહેરમાં કંઇ પણ અજાણ્યું નહીં હસે. માટે આ મારા પ્રિયબંધુ ચંદ્રસેનનું એક કામ છે, તે તમો પાર પાડસો તો તમારો ઉપકાર માનીશું. આ સાંભળી પાનબાઇ માલણ કેહેવા લાગી કે પુત્ર, તમારૂં જે કામ હોય તે મને ફરમાવો, હું તમને જલ્દીથી કરી આપીશ. તમે મારા પુત્ર સમાનછો, મારાથી તમારે કંઇ પણ જુદાઇ જાણવી નહીં. તમારૂં જે કામ હશે તે કરી આ પીશ, તમારે કસી વાતની ફીકર ચીંતા કરવી નહીં.

બુદ્ધીસાગર—ડોશીમાં આ સેહેરમાં વેણીપદમણી કોઇછે?

પાનબાઇ માલણ—વેણી નામની દશ હજાર પદમણી ઓછે.

બુધ્ધીસાગર—જેના ઘર આમલ નાળીએરીના બે વૃક્ષ છે, એવી કોઇ છે?

પાનબાઇ માલણ—એવીતો સો, બસોછે.

બુધ્ધીસાગર—તેના સસરાનું નામ, ચોમાસા, અને ધણીનુ નામ ફોફળશા શેઠ, એવી કોઇછે?

પાનબાઇ માલણ—એવીતો દશ, વીસછે. તમો નજરેથી
ઓલખતા હો તો, મારી સાથે ચાલો,
સર્વ પદમણીઓને દેખાડું.

ચંદ્રસેન—મારી નજરે જોઊં તો તરતજ ઓલખુ.

બુધીસાગર—પ્રાણ મિત્ર ચંદ્રસેન હું તમને કહું, તે
રીતે તમે કરસો તો, આજને આજ ત
મારી ધારણા પાર પડસે.

ચંદ્રસેન—ભાઇ તું જેગ કેહેસે તેમ કરીશ, હવે
મારાથી વેણીના વિયોગનું દુઃખ સહન
થતું નથી, માટે જલદીથી કંઇ પણ
ઉપાય કરો.

પછી બુધીસાગર તરત બજારમાં જઇ, સ્રીનો ઉંચો પોશાક લાવીને, રાજકુંવ ચંદ્રશેનને, પેહેરાવીને હાથમાં ફુલની છાબ આપીને પાનબાઇ માલણ સાથે ઘેરે ઘેર ફુલની પડીઓ આપવા સારૂં મોકલ્યો. ચંદ્રશેનને, પોતાનો સ્રીનો વેષ હોવાથી મનમાં ઘણી શરમ લાગતી હતી, પણ ઇશકને લીધે, એમ કરવું કબુલ કરી હિમત રાખીને તે માલણ સાથે ચાલ્યો. તેઓ પદમણીઓના ઘર જોતાં જોતાં, થોડીવારે વેણીપદમણીના મેહેલમાં ગયા. પેહેલે માલે તેના સાસુ સસરો રેહેતા હતા, બીજે માલે, જેઠ જેઠાણીનો આરામવાશ હતો, અને ત્રીજે માળે બંગલામાં વણી પદમણી પોતે સોનેરી કોચ ઉપર બેઠેલી હતી, ત્યાં આગલ પાનબાઇ માલણ તથા "ચંદ્રશેન" (સ્રીના પોશાકમાં) આવી પહોંચ્યાં. હમેશ મુજબ થોડાક ફુલ તથા ગજરા તેના કોચની

સામેની ટેબલ ઉપર મુકીને, પાસેની ખુરશી ઉપર બેઠાં, તેને જોઇને વેણી પદમણી બોલી.

વેણીપદમણી—પાનબાઇ, તમારી સાથે વળી આ બીજુ કોણ આવ્યું છે?

પા૦ માલણ—મારા છોકરાની વહુ પેહેલે આણે આવીછે, તેથી હું તેને મારા ગ્રાહકોના ઘર બતાવવાને સારૂં સાથે લઇને ફરૂંછું. એ ઘણી શરમાળને ગરીબછે તેથી ઘુમટો તાણીને મારી સાથે આવીછે. હમણા અમારા ફોફળશા શેઠ કેમ જણાતા નથી?

વેણીપદમણી—પાનબાઇ સ્ત્રી જાતને કંઇ દુઃખની વાત કરવી નહી. જે દીવશથી હમારાં લગ્ન થયાં છે તે દીવશથી એમને તો દેશાવર ભોગવવો પડેછે તેથી ચાર આંખો કરી અમે એક પણ રાત્રી સાથે ગુજારી નથી.

આવી રીતે વાતો કરતાં જોઇ ચંદ્રશેન પોતાનો ઘુમટો જરા ઊંચો કરીને પદમણીના મોહ સામુ જોતાંને વારજ કામવસ થઇ બેભાન થઇ ગયો. તે થોડીવારે સુદ્ધિમાં આવીને પદમણીના રૂપ આગલ પોતાનું રૂપ ધિક્કારતો હતો. તે મનમાં બોલ્યો કે અરે પરમેશ્વર મને આ ખુબસુરત પદમણી કયારે મલશે અને એના હાથનું પાણી હું કયારે ગ્રહણ કરીશ. આ વખતે તવો સમયછે પણ હું શું કરૂં; મારા મિત્ર બુધ્ધીસાગરે મને કહ્યુ છે જે, જ્યાં પાનમાસી જાય, ત્યાં તારે જવું પણ શબ્દ બોલ્યા વગર પાછું આવવું, તેથા મારાથી કંઇ બોલી

શકાતું નથી. વળી પાનડોશી સાથે છે તેથી જે વિચાર હાલ હું કરૂં તે સર્વ ખોટાછે. એમાંથી કંઇ સાર નીકળે તેમ નથી, માટે ચાલ જીવ જે થશે તે માહરા મિત્ર બુધ્ધીસાગરને મળ્યા પછી વાત. એવી રીત પોતાના મનમાં વિચારીને, તે પદમણીનું સ્વરૂપ જોયા કરતો હતો. વેણી પોતે પણ કામને વશ થયલી હોવાથી એભાન જેવી પોતાના હાથ ઉપર મસ્તક મુકીયે, નિચી નજર કરી વિચાર કરતી હતી, તેને જોઇ પાનડોશી નીચે પ્રમાણે કેહેવા લાગી.

પાનબાઇ માલણ—તમે આમ નિરાશ કેમ થઇ ગયાં, હમારા ફેફળશા શેઠતો નથી સાંભરી આવ્યા.

વેણીપદમણી—પાનબાઇ તમે પણ ઘરડે વડપણે મશ્કરી કરોછો. હું આજે અમારા મોતી બાગમાં ગઇ હતી, ત્યાં સરોવર ઊપર એક હંશ આવી બેઠો હતો, તે મને જોઇને એના મનમાં ડર આવવાથી ઉડી ગયો. ત સરોવર કાંઠે આવેલો પાણી પીધા વગર પાછો ગયો, તે વાત મને યાદ આવેવાથી જરા દલગીરી ઉપજેછે.

પાનબાઇ માલણ—ત્યારે તમે તો ઘણાં દયાલુછો.

એમ કહી માળણ ઊઠીને ચાલતી થઇ, તેની પછવાડે ચંદ્રશેને પણ ઉભા થઇને ચાલવા માંડયું. તે જોઇ પદમણી બોલી.

## દોહારો.

નરપુઠે નારી વળી, જન્મ પામે જેહ;
કાજળથી કાળી ઘણી, તે નારીનો નહી દેહ.

આ દુહો સાંભળી ચંદ્રશેન પોતાના મનમાં વિચાર કરતો કરતો પાનબાઇ માલણ સાથે પોતાને ઉતારે આવ્યો, અને બુધ્ધીસાગરને મળીને સર્વ વાત કહીં. બુદ્ધી સાગર ઘણો ચતુર હોવાથી તેણે પુછયું કે મારા પ્યારા મિત્ર તારે વેણી પદમણી સાથે શું વાત ચીત થઇ, અને તેનું સ્વરૂપ કેવું છે તે મને કહે. ચંદ્રશેને કહ્યું મારી સાથે તેણી કંઈ પણ બોલી નથી, પણ આ પાનબાઇ માલણ સાથે વાત કરતી હતી. થોડીવાર પછી તે નિરાશ થઇ ગઇ, તેનું કારણ માલણે પુછયું ત્યારે તે કેહેવા લાગી કે "મોતી બાગમાં જતી વખતે સરોવરપર એક હંશ આવી બેઠો હતો, તે મારી ગાડીનો ધમધમાટ સાંભળી પાણી પીધા વગર ઉડી ગયો," તેથી હું નિરાશ થઇછું. પછી હું તથા માલણ ઉઠીને આવતાં હતાં, ત્યારે ઝીણેસ્વરે એક દોહારો કહ્યો જે, "નર પુઠે નારીવળી જન્મ પામે જેહ; કાજળથી કાળી ઘણી, તે નારીનો નહીં દેહ." એ રીતે મારા સાંભળવામાં આવ્યો, પણ તેનો અર્થ હું સમજ્યો નહી, માટે હે! પ્રિય બંધુ તું બુદ્ધીવાન પુરૂશછે. તેથી તેનો અર્થ તું કરી સકશે, કે તેણે મને શું કહ્યું તે કહો. બુદ્ધી સાગરે કહ્યું મિત્ર તું એને ઘેર જઈને વેશ ગયો, પણ તમોને તેણે ઓળખી લીધા. પાનબાઇ માલણ હતી, તેવી તારા સાથે વાત કરીશકીનહીં.

એવી રીતે વાત ચીત કરી બંને મિત્ર સાંજની વખત વાળું પાણી કરી, પોતાનો બાદશાહી દ્રેશ પેહેરી, ઘોડે સ્વાર થઇને, નગર ચરચા જોવા નિકળ્યા. તેઓ ફરતાં ફરતાં રાતના નવ વાગ્યાને સુમારે વેણિપદમણીના મોહોલ પાસે આવી પહોંચ્યાં. પહોર રાત જવાથી નગરના સર્વ માણુશ નિંદ્રાવશ થયલા જોઇ, બંને મિત્ર નિંર્ભય થઇ પદમણીના મેહેલ પાસે થોડેક દુર ઉભા રહીને વિચાર કરવા લાગ્યા.

આણી તરફ વેણીપદમણીએ પેહેલે માળે પોતના સાસુ સસરાને નિંદ્રાવશ થયલા જોઇ, પોતે એકલી જે મેહેલને ત્રીજે માલે, રેહેતી હતી તેણે એ બંગલાની મધ્ય ભાગે અગાસીમાંથી, ગરેડી બાંધીને, મજબુત દોરડાથી પારણું લટકાવી રાખ્યું હતું, અને બંગલામાં કીમતી હાંડી, ઝુંમરમાં. રોશની કરી, એક સુશોભીત પલંગ ઉપર ફુળની સેજ બીછાવી તૈયાર કરીને, ચંદ્રશેનની રાહ, બંગલામાંની અગાસીમાં આમથી તેમ ફરતી ફરતી જોતી હતી. એટલામાં પેલા બંને રાજકુંવર તેની નજરે પડયા એટલે વિચારવા લાગી જે વળી આ કોણ બીજો પુરૂશ તેની સાથેછે, તે છુટો પડે કે ગરેડી ઉપરથી આ પારણુ નિચે ઉતારૂં. આવા વિચારથી વેણીપદમણી અગાસોમાં લાગ તપાસીને ગરેડી આગલ ઊભીછે, તે બંને રાજકુંવરની નજરે પડી, રાહ જોતી તૈયાર થઇ ઊભી રહેલી વેણિપદમણીને જોઇ બુધ્ધી સાગરે મનમાં વિચાર્યું કે માહારાથી એ લજ્જા પામેછે, વાસ્તે આ વખતે અહીંયાંથી ખસી જાઉ. એમ વિચારી પોતાના મિત્ર ચંદ્રશેનને કહ્યું કે, ભાઇ તું ઘોડા ઉપરથી

ઉતરીને મેહેલની નિચે જઇ અગાસી તરફ ઉભો રહે, હું તારો ઘોડો આપણે ઉતારે મુકી આવુંછું. તને તેડવા વાસ્તે કોઇ માણુશ નહીં આવે, પણ ગરેડીમાં જે પારણું લટકેછે તે નિચે ઉતરે એટલે તેમા બેસી જજે. એમ કહી ચંદ્રશેનનો ઘોડો લઇને બુધ્ધીસાગર પોતાને ઉતારે મુકવા ગયો, એટલે ચંદ્રશેન બુધ્ધીસાગરના કહ્યા મુજબ મેહેલની નીચે આવી ઉભો રહ્યો એટલે વેણીએ જે પારણું ગરેડીમાં લટકાવેલુ હતું તે નિચે ઉતાર્યું. તેમાં ચંદ્રશેન બેઠો કે તરત ઉપરથી પોતે પારણું ઝપાટાબંધ ખેંચી લીધુ. ચંદ્રશેન અગાશીની લગભગ આવી પહોંચ્યો, એટલે તરત દોરડું એક ખીટી સાથે બાંધી દઇને પોતે બંગલામાં જઇ પલંગ ઉપર ચઢી બેઠી. ચંદ્રશેન તરત તેણીમેર દોડી જઇને, તેનો પાલવ પકડીને પલંગ ઉપર બેસવા જતો હતો, તેટલામાં તે કહેવા લાગી જે ખબરદાર "મારું નવલખું ચોર ફાટશે." આ શાંભળી ચંદ્રશેનને ઘણી રીસ ચઢી, ને ગુસ્સામાં ને ગુસ્સામાં તરત અગાશીમાં આવી, પારણામાં બેસીને, તરત નીચે ઊતરીને ઘરતરફ ચાલવા માંડયું. બુધ્ધીસાગર ઘોડાને ઘર આગલ બાંધીને પાછો આવતો હતો, તે રસ્તામાં સામો મળ્યો, એટલે ચંદ્રશેને સર્વ હકીકત કહી સંભળાવી. આ સાંભળી બુધ્ધીસાગરે કહ્યું મુરખ! તને કંઇ ખબર નથી. તને એને જે ચોર ફાટશે એમ કહ્યું, તે તને "શામસ્યા" સમજાવ્યું કે તમે મારે ઘેર આવ્યા છો, પણ આ વાત ફાટસે (બાહેર પડશે), તે વખતે તેં એને

શું ઊતર આપ્યો તે કહે. ચંદ્રશેને કહ્યું, મને ગુસ્સો લાગવાથી હું તરત પાછો ઊતરી આવ્યો. બુધ્ધીસાગરે કહ્યું, ભાઇ એ પદમણી ઘણી હુશિયારને ચંચલ છે, માટે તેના બોલવાથી તારે ગભરાવું નહીં, અને તેના સવાલનો જવાબ બરોબર આપવો. વળી તને ફરીથીએમ કહે, જે "મારૂં નવલખું ચીર ફાટશે," તો તારે કેહેવું જે "ફાટસે તો સાંધનારછે."

એવી રીતે સીખામણ દઇને પેહેલાની માફક ચંદ્રશેનને પારણામાં બેસાડી બુધ્ધીસાગર પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ, તે મેહેલની આસપાસ થોડેક છેટે ફરયા કરતો હતો. ચંદ્રશેન પારણામાં બેઠો કે તરત પદમણીએ ઉપરથી તેને ખેંચી લઇને, આગલની માફક તે પોતાના પલંગ ઉપર જઇ બેઠી. ચંદ્રસેન તેનો છેડો પકડી પલંગ ઊપર બેસવા ગયો, ત્યારે પદમણીએ વળી પણ તેને પેહેલાંની માફક કહ્યું કે "મારૂં નવલખુ ચીંર ફાટશે." ચંદ્રશેને કહ્યું, "ફાટસે તો સાંધનારછે" તેની ફીકર નહી.

આ સાંભળી વેણીપદમણીએ વિચાર્યું જે એની સાથે જે બીજો પુરૂશ આવેલોછે, તે ઘણો હુંશિયાર અને ચતુરછે, તેથી આપણને કંઇ ફીકર નથી.

પછી મસાલાદાર ભાંગ પીને ચંદ્રશેન અને વેણીપદમણીનું જોડું તે રાત એશ આરામમાં ગુજારતું હતું. થોડીવારે બંને જણને ભાંગનો નેસો ચડવાથી બે-ભાન થઇ તે પલંગ ઉપર પડયાંછે. એમ કરતાં મધરાતનો સુમાર થવાથી તે શેહેરના ચોકીદાર શીપાઇઓ

શૈન ફરવા નિકળ્યા હતા, તે ફરતાં ફરતાં વેણીપદમણીના મેહેલમાં હાંડી ઝુમરોનો ઝગઝગાટ જોઇને, ઘણા આશ્ચર્ય પામીને વિચાર કરવા લાગ્યા કે, આ ઘર ફોફળ ચોખાશા શેઠનું છે. વળી ફોફળસા સેઠ ઘેર પણ નથી, ને આજે ઉપરના બંગલામાં ઝગઝગાટ રોશની સોભી રહી છે. તેનું કારણ શું હશે. માટે આપણે તેની તપાસ કરવી. એવા વિચારથી સીપાઇઓ તે મેહેલની આજુબાજુ ફરવા લાગ્યા, એટલે પેલી ગરેડીને બાંધેલું પારણું નિચે લટકતું હતું તે તેની નજરે પડયું. ભાગજોગે તેનું દોરડુ પણ બીજી તરફથી નીચે ખેંચાઇ આવ્યું હતું. તે જોઇ સીપાઇઓ તેની નજદીક આવીને, તેઓમાં ખીચડીખાં કરીને એક જમાદાર હતો, તે પારણામાં બેઠો, એટલે બાકીના જે સીપાઇઓ, લાલખાં, નુરખાં, ફતેખાં, તથા જાફરખાં એ નામ શિવાય બીજા ઘણા સીપાઇઓ, ભેગા થઇને એક તરફથી નિચે ઊભા ઉભા ખેંચવા લાગ્યા, એટલે ખીચડીખાં જમાદાર ઊપર અગાશીમાં થઇને જે બંગલામાં ચંદ્રશેન અને વેણીપદમણી નિંદ્રાવશ થયેલાં હતાં, ત્યાં જઇને જુવેછે તો તે બંને જણ અઘોર નિંદ્રામાં પડેલાંછે. તે જોઇ તરત લાલખાં, જમાલખાં જાફરખાંને ઉપર બોલાવીને, ચાર જણા એકઠાં થઇ પલંગને હલવેથો ઉપાડોને અગાસીમાં લાવ્યા. ગરેડીને બાંધેલાં દોરડાના બીજા છેડા તરફથી, પલંગને મજબુત બાંધીને હળવે હળવે નીચે ઊતાર્યો. ત્યાર પછી લાલખાં જમાલખાં, ખીચડીખાં, જાફરખાં વીગેરે સીપાઇયો પારણામાં બેશીને, એક પછી એક નિચે ઉતરીને તે પલગ

ને સર્વ સીપાઇયો માથે ઊચકીને ગામની બાહાર હનુમાનના એક દેવલમાં આવીને ત્યાં એક ખુણા તરફ મુકયો. એટલો બનાવ બન્યો, તે છતાં પણ ચંદ્રસેન અને વેણી પદમણીમાંથી કોઇને પણ ખબર પડી નહી, તે જોઇ ખીચડીખાં જમાદર ઘણો ખુશી થઇ, વિચાર કરી સીપાઇઓને કેહેવા લાગ્યો કે "અપનેકુ કલ ફજરમેં રાજાકે પાસસે ઇનામ મીલેંગા." જાફરખાંએ કહ્યું, હા સાહેબ "અપને ચોરીતો બડી પકડી હયે, અગર એક કામ કરના ચાહીએ. આજકી સારી રાત ઇધર બેઠના પડેગા કીયું કે એ ચોર લોક ભાગ ન જાવે."

લાલખાં—સચબાત હૈ ઇસ દેવલકે કમાડ બંધ કરકે એક બડા કુલુફ લગાના ચહીએ.

જમાદરખાં—મેરે ઘરમે એક બડા કુલુફ હે, સો લાતાહુ તુમ ઇદર નજર રખીઓ ચોર લોક ઉઠકે ભાગ ન જાવે. આપની ચોકી પેહેરેમે કભી એ કનકાવતી નગરીમેં એસા કામ કરને વાલા પેદા નહી હુવા હયે. એ લોકકુ ખબર નહી હય, કે ઇશ મુલુકકે ચોકીદાર કૈસે હય, કે પતાલમેસેભી ખબર લે આવે, તો ઇસ ખુબસુરત ઓરત કે દેખકે ફીદા હો ગયા હય. ઓર કુચ દર પણ નહી રખતાહે અપન કયાં સે કયાં લાએ તોભી ઉસોકું કુચ માલુમ નહીંહય.

ખીચડીખાં—અરે ઇશકી સુરતતો દેખો, કયા ખુદાને રૂપ દીઆહય, ઓર કેસા જોડા મીલાયાહય.

જાફરખાં—આહાહા ! ! ! અલ્લામીયાંને કયા જોડા બનાયા હેય ખુદાને જીસવખત કુચબી કામ નહી હોયગા, ઊસ વખત એ નમુનેકા પુતલાં બનાયા હય.

લાલખાં—એ કોઈ દેવતાઇ નમુના હય, કે અપને સબ લોક સપના દેખતા હય.

ખીચડીખાં—કયા ગદ્ધા હો ગયા હય. અપને સબ મીલ કે મેહેલ કે ત્રીસરે માલપરસે બડી મેહેનતસે ઊતારકે, સીરપર રખકે ઉઠા લાયાહય, તો કયા સપના હોયગા. મેરાતો સીર દુખતા હય લેકીન કુચ ફીકર નહીં હય, કલ ફજરમે મેરેકુ તો બડા ઇનામ મીલેગા.

લાલખાં—મેં તો ગદ્ધા હું તો એક બાજુપર બેઠતા હું તુમ સબ અચ્છે આદમી હો, તો ઇનામ લીજીએ.

જમાલખાં—ચુપ, ચુપ; ચુપ બેઠો તુમ લોક બકવાદ છોડદો. નહીં તો અબી એ ચોર લોક ઉઠ પડેગે. અબી મેં કુલુફ લાતાહુ વાહાં તલક ચોકી બરાબર કરના, નહી તો એસા સમજના કે તુમારે નસીબમે ઇનામ નહી હય. (જાયછે.)

જાફરખાં—અપન સબ ઇધર ખડેખડે થક જાયગે, ઇશ દેવલ કે કમાડ બંધ કરકે ચલો, કુચ ચીરૂટ ઓર ગાંજા ઉડાવે. (સર્વ સીપાઇઓ કમાડ બંધ કરીને થોડેક છેટે એકબાજુપર ખા-

ટલ્લો નાંખીને બેઠાં. ત્યાં ઊક્કા પાણી કર-
વા મંડયા એટલામાં જમાલખાં આવીને
કમાડને તાલું મારીને તે પણ ઊક્કા પાણી
સારૂં બેઠો.)

આ સઘલો બનાવ બુદ્ધીસાગર દુરથી જોયાં કરતો હતો તે થોડાવારે વિચાર કરીને તે દેવલ પાછલ જાલી-માંથી નજર કરીને જોયુ તો પલંગ ઊપર બંને જણ અઘોર નિદ્રામાં પડેલાં છે, તેથા નસ્કોરા વણા જોરથા બોલેછે, તે સાંભળી નિરાશ થઇ ગયો, અને પરમેશ્વરનું સ્મરણ કરીને બોલ્યો જે, "નવ લખું ચીર તો બરોબર ફાટયુ" હવે તેને સાંધવાનો વખત આવ્યોછે. પણ ફીકર નહી હવે હીમત રાખવી, જે ઇશ્વરે ધાર્યું હશે તે થશે. એમ કહી તરત પોતાને ઊતારે (માલણને ઘેર) આવીને, માલણને ઊઠાડીને તેની પાસે રડીને કેહેવા લાગ્યો કે હે માસી હવે તમારૂં કામ પડયુ છે, માટે જલદીથી ઊઠો. મારે આજે હનુમાનની પુજા કરવાની બાધાછે તે મને સાંભર્યું નહી પણ હમણા યાદ આવ્યું, તે વાસ્તે તમે જઇને કોઇ આડોસી પાડોસાંની વીસથી પચીસ સ્ત્રીઓને જરૂર તેડીલાવો. મધ્ય રાતનો સમય હોવાથી કોઇ પુછે તો કેહેજો કે, મારી વહુ હમણા પેહેલે આણે આવાછે, તેને હનુમાન પુજવાની બાધાછે, તેથી આ વખતે હનુમાનની પુજા કરવા જવુછે. ત્યાં ગરબા ગાઇને મોટાં મોટાં થાળનુ લાણુ કરવા આણ્યું છે, એ પ્રમાણે કહેજો. આ સાંભળી પાનબાઇ માલણ તો તરત પોતાના સગાં વહાલાં તથા આડોસા પાડો॰

સીની વહુઓ તથા છોકરીઓને એકઠી કરી તે થોડીવ.ર માં જુવાન સ્ત્રીઓ ગરબા ગાવાને જાણે ઉભરાઇ રહી હોય તેવી પચીસ સ્ત્રીઓ એકઠી થઈ. આણી તરફ બુદ્ધીસાગર બજારમાંથી, થાળો તથા વિવિધ પ્રકારની એક મણુ મીઠાઇનું માટલું ભરાવી લાવ્યો. પછી વેણીપદમણી ના જેવો દ્રેશ પેહેરી, ઘુમટો તાણી પચીસ થાળ શિવાય એક મોટો પુજાની સામગ્રીનો થાળ કરમાં લઇ, રૂમઝુમ કરતો, દેવ કન્યા જેવું રૂપ લઇ સોલે સણુગાર સજી તૈયાર થયો.

લાવણી.

બુદ્ધી બન્યોછે નાજુક નાર, સજી સણુગાર, ઠમકતી ચાલે;
કરી કુમકુમ કેસર આડ, તીલડીં ભાલે. ટેક.
છે કડી ચોકડા કાન, ચાવતી પાન, મુખ મરોડે;
અણીયાલી આંજી આંખ, વાંકે અંબોડે. ૧
કંઠેછે મોતીનો છડો, હેડે સતલડો, પાંચીઆ ઝલકે;
પેહેર્યો નવસેરો હાર, હીરાનો ચલકે ૨
અંબોડે વેણી ચાક, બાહ્યપર વાંક ડામણી માથે;
સેંથેછે મોતી શેર, ચુડલો હાથે. ૩
તે મધ્ય કાંકણી એક, રાખીને ટેક, સોભતી રૂડીં;
હેમના કડાં સાંકલા, ને ચંદન ચુડી.
બાંહ્યે બાંધ્યો બાજુબંધ, રચીને ફંદ, ઘુઘરી સાથે;
પોંચીંછે રત્ન જડાવ, જમણે હાથે. ૫
સેંથાથી કાને કાંપ. મોતી સાફ, નાકમાં વાલી;
ફરે સરખી સાહેલી સાથ, હાથ લે તાળી. ૬
કોઇ કાળી, ને કોઇ ગોરી, બાળકીસોરી, મળી સાહેલી;

પૂજન કરવાની આશ, ચલી અલબેલી. ૭
ચોલી પેહેરીછે તંગ, સાહેલી સંગ, નીચુવલી જુવે;
પેહેર્યો કસબી કોરનો સાળુ, કસુંબો ચુવે. ૮
પાયે પેહેરી નેપુર, ધરીને ઉર, ઘુઘરી ઘમકે;
કંઈ રૂમઝુમ, રૂમઝુમ, ચાલ, ચાલતી ઠમકે. ૯

પચીસ સ્ત્રીઓ સાથે છવીશમો બુધ્ધીસાગર સ્ત્રીના વેશમાં હનુમાનના મંદીર આગલ આવીને જુવે છે તો કમાડને તાળું મારેલું દીઠું. તે જોઇને, પેલા સીપાઇઓ ખીચડીખાં, જાફરખાં, લાલખાં, જમાલખાં વિગેરે જયાં બેઠેલા છે ત્યાં આવીને બુધ્ધીસાગર ઝીણે સ્વરે બોલ્યો કે આ મંદીરને તાળું કોણે દીધુંછે. તે સાંભળી ખીચડીખાં જમાદાર બોલ્યો કે, તુમ સબ ઔરત લોક કોણ હય, ઔર રાતકુ બારપર એક બજે ઇધર કાયકુ આયેહો, ચલે જાવ તુમારે રસ્તે.

બુદ્ધીસાગરે—અમે સાવકારના ઘરનાં બૈરાં છૈયે. અમારે આ વખતે હનુમાનની પુજા કરવાનું મુહુર્ત છે. તેથી પુજા કરીને આ મીઠાઇનું માટલું જે ભરેલુંછે તે નૈવેદ ધરાવીને પરસાદ વેંહેચીશું. પછીગરબા ગાઇને અમારે ઘેર જઇશું. અમને બાધાછે તેથી આવ્યા છૈયે. એ મંદીર હનુમાનનુછે, તેમાં તમે મુસલમાન લોકોએ શા વાસ્તે તાળું માર્યુંછે.

જાફરખાં—હમકું ઇશમે કયા ફાયદા હયં. જો તુમકુ દેવળ ખોલકે પુજા કરને દેવે તો કયા હમકુ પરશાદ મીલેગા!

બુધ્ધીસાગર—(સ્ત્રીને વેશે) ભાઇ તમને પણ પરશાદ આપસું. હમારે તો થોડો પારશાદ લઇ ને મોહોડું મીઠું કરવુંછે. બાકીનું આ મીઠાઇનું માટલું તમને આપીશું, પણ અમને પુજા કરવાદયો તો તમારો ઉપકાર માનશું.

લાલખાં—હમને ઇશ દેવલમે ચોરકું કેદ કીયા હય, સો કલ ફજરમેં, રાજા કે પાસ એ ચોરકું હાજર કરકે ઇનામ લેવેંગે.

બુધ્ધીસાગર—(સ્ત્રી વેશે) બાપરે! એમાતો ચોરછે ત્યારે તો અમને લુંટીલે અરે પરમેશ્વર હવે આ મારૂં શું થશે? હે માહાવીર સ્વામી અમે તમારી પુજા કરવા આવ્યા છીયે. અને અમારે બાધા મુકવીછે, ને આહીં યાતો દરવાજે તાળું મારેલુછે ને વળી માહે ચોરછે.

ખીચડીખાં—બાઇ સાહેબ દેવલમે ચોર નહી હય. એતો અચ્છે સાહુકાર હય. તુમ સાહુકારકે ઘરકે ઓરત લોક હય, તુમ ચલો અમારી સંગ તુમકુ કુલુફ ખોલ દેતાહુ. તુમ સબ પુજા કરકે બાહાર નિકળો જબ હમકુ બોલકે ઇધરસે જાના.

બુધ્ધીસાગર—(સ્ત્રી વેશે) વારૂં સાહેબ તમે અમારી સાથે ચાલો તમે દેવલના બારણા આગલ ઊભા રેહજો. કેમકે અમે બૈરાં છીયે તેથી તમારા ચોરની બીક લાગેછે.

પછી મજુરના માથાં ઊપરથી પેલું મીઠાઇનુ માટલું ઉતારીને માહેથી થોડીક મીઠાઈ પરસાદ સારૂં કહાડીને થાળમાં મુકી. બાકીનું મીઠાઈનું માટલું સર્વ સીપાઇઓને સ્વાધીન કરીને કહ્યું કે, આએ પરસાદ તમે સર્વ વેહેંચીને ખાજો. અમે અમારે સારૂં થોડો પરસાદ માહેથી કાહાડી લીધોછે. પછી મંદીરના બારણા આગળ જઇને સર્વે ઊભા, એટલે ખીચડીખાં જમાદારે આવીને, તાળું ઉઘાડીને એક પછી એક એમ સર્વ છવીસ સ્ત્રીઓને ગણીને દેવલમાં દાખલ કીધી. આણી તરફ સર્વ સીપાઈઓ તે મીઠાઈનું માટલું ઢાલવીને લાલખાં, જાફરખાં વગેરે સીપાઇઓ મીઠાઈ "સવાસેરની કોઠી" માં હોમવા લાગ્યા, અને પેલી સ્ત્રીઓના વખાણ કરતાં કરતાં.

જમાલખાં—મીઠાઈ તો બોહોત અચ્છી લગતી હયે.

જાફરખાં—હા દોસ્ત, "મફત કે મરી કીસીકુ તીખે લગતે હયે."

નુરખાં—એ મોહનથાર બોત ઠંડા હય, મુહમે રખતેત હયે તો બુરબુર હોજાતા હયે.

જાફરખાં—એ દેખો માલપુડે બોહોત મીઠા હુવાહયે.

લાલખાં—એ સફેદ બાલકે ગુચ્છલે સરીખા કયાહયે?

જાફરખાં—એતો સુતરફેન હયે.

લાલખાં—સુતરફેન સો કયા; સુતકું પાણીમે ડાલકે ખુબતરેસે કુટતે હોવેંગે.

જાફરખાં—અમે ગધ્ધે, એતો ખાનેકી ચીજ હયે. ઈસકા નામ સુતરફેન કેહેતે હયે, લે જર

મુંમે રખકે ઉસકી લેહેજતતો દેખ. (આપેછે)

લાલખાં---વાહ વાહ એતો ખાનેકી બડી અચ્છી ચીજ હયે. સેઠ સાઉકાર સબ દરરોજ એહ ખાતે હોએગે. મેંને મેરી ઉમરમેં આજ દેખી હયે, ઓર મેરા બાવા એસેને એસે મર ગયે. પણ મુજે સુતરફેન ન ખીલવાઈ.

જમાલખાં—એ ગાડી કે ચાકકે માફક ગોલ કુંડાલે કયાહયે.

જાફરખાં—એતો જલેબી હયે.

ખીચડીખાં—સાલે સબ મીઠાઈ ખાજાતા હયે, તુમકું કુચ શરમ નહી હયે. શબુર કરો મેંબી આતા હું.

જાફરખાં—સાબ, તુમ દેવલકુ કુલુફ દેકે જલ્દીસે આવ, નહીતો ઇધર મીઠાઇ હમકુ બોહોત અછી લગતી હયે, સો હમ ના કહેતે હયે, લેકીન હમારા હાથ ઓર મુહ કયા નહીં માનતા હયે. હાથ જલ્દીસે ઉઠાકે મુહમેં ધરદેતા હયે, સો મુહ ઇસી વખત મીઠાઇ કું પકડકે અંદર ગુસ્સા દેતા હયે. તુમકુ સ્વાદ લેના હોયસો જલ્દીસે આના.

ખીચડીખાં—આતાહું, આતાહુ, (એમ કહી બારણાંને તાળું દઇ ત્યાં દોડી આવીને) એ પાંઊકે માફક હયે, ઓર ઊસકે ઉપર સક્કર હયે, સો કયા હયે.

જાફરખાં—એતો ખેબર હયે, તુમ તો બડે જમાદાર હયે, ઓર ઇસ્કા નામભી નહીં આતાહયે.

જમાલખાં—એતો બડા જમાદાર હયે, ઈસ્કા બાવાનેભી કભી દેખા હોતા. ઈસ્કા નામ ખીચડીખાં હયે સો ખીચડી ખાનેકી ખબર હયે, એ કયા મીઠાઈકી લેજત સમજતા હયે, અભી બડા "જનાવર" હુવા હયે.

આવી રીતે સર્વ સીપાઇઓ એકબીજામાં મીઠાઈ દેખી ઘણા ખુશી થવા લાગ્યા, ને કોઇ દીવશ જાણે ન દીઠી હોય તેમ, લુટાલુટ કરી ખાવા મડયા.

આણી તરફ બુદ્ધીસાગર વીગેરે છવીસ સ્ત્રીઓ દેવ લમાં એક બાજુએ જયાં હનુંમાનની મુર્તી હતી, ત્યાં આવીને મારૂતીની પુજા કરવા લાગી. તે વખતે બુધ્ધી સાગરે પેલા પલંગ પાસે જઈ વેણીને એક ચીમટી દઇને જલ્દી ઊઠાડીને કહ્યું કે, જલ્દીથી પુજા કરી ઘેર જાઓ વધું વીગત થાળમાંછે. આ સાંભળી પદમણી ઘણી ગભ રાવા લાગી, અને આ સર્વ બનાવ જોઈને ભયભીત થઈ ગઈ, પણ પોતે ચંચલ હોવાથી, તરત પેલી બાયડી ઓના ટોળાંમાં મળી ગઈ, ને બુધ્ધીસાગરના કહ્યા મુજબ થાળને તપાસવા લાગી તો અંદરથી એક કાગળ તેનાં હાથમાં આવ્યો. તેમાં લખેલું હતું તે વાંચવાને વાસ્તે દીવા પાસે ગઈ. પેલી તરફ બુધ્ધીસાગર ચંદ્ર-શેન સાથે પલંગમાં પદમણીની માફક સુતો. વેણી પદ્ મણી કાગળ પોતાના મનમાં વાંચેછે.

## દોહોરો.

નર પુકે નારી વળી, જન્મ પામે જેહ;
એ અવસર આવ્યા અમો, ચતુરછે નરદેહ.
" નવલખું ચીર ફાટયું" સહી સાંધ્યું કરી વિવેક,
પુજા કરાને પરવરો, ગરબોગાઈ એક.
વિદાય કરો સહુ સાથને, રાજી થાયે જેમ;
થાળથી અર્થ સરે સહી, વીચાર કરજો તેમ.

આવી રીતે વાંચી લીધા પછી વેણીપદમણી પોતાના મનમાં વિચારવા લાગી જે, ધન્યછે એની માત પીતાને કે જેની કુક્ષે એવા રત્ન પેદા થયાછે, હવે મારે હીમત રાખવી. એમ જાણી થાળમાં જે પરશાદ સારૂં મીઠાઈ મુકી હતી તે સર્વને વેંહેંચી આપીને નિકળવાનો લાગ તપાસેછે એટલે પેલી તરફથી ખીચડીખાં જમાદાર મીઠાઈ ખાઈ રહ્યા પછી તરત તાળું ઉઘાડીને અંદર જુવેછે તો, પેલા પલંગ ઉપર બે જણાં સુતેલાંછે. તે જોઈને પોતાનાં મનમાં ખુશી થતો થતો કહેછે જે ખુદાને કયા રૂપ દીયા હયે, લેકીન અક્કલ તો કુછ દીયા નહી હયે. અક્કલકે બદલેમે નીંદ બોત દીયા હય, સચ બાત હયે કે, ખુદા નસીબ વાનકુસબ દેતે હયે, લેકીન એક બાતકી ખામી રખ દેતા હયે.

એટલામાં પેલી તરફથી સ્ત્રીઓનું ટોળું આવેછે. તેને એક પછી એક ગણીને બહાર કહાડેછે તો બરોબર છત્રીશ સ્ત્રીઓ થઈ. પછી અંદર ચારે ખુણા તપાશીને

પેલા બને જણા પલંગપર સુતેલાછે, તે શિવાય બીજુ કંઈ પણ જોયું નહીં, એટલે બાહાર આવીને, દરવાજો બંધ કરી તાળું મારીને તે સ્ત્રીઓને જવાની રજા આપી. પછી તે સ્ત્રીઓ મનમાં ખુશી થતી થતી થોડે દુર જઈ મેદાનમાં ગરબો ગાવા સારૂ ટોલું થઈને ઊભી. પુજાની થાલમાં જે દીવો હતો તે વચમાં મુકીને વેણીએ ગરબો ગવરાવવા માંડયો.

ગરબો.

મારી નાખે તોજી, હવે ન રહું હું તો સાસરે રે લોલ ટેક.

પાણી ભરતાં તે ઘડો ફુટીઓરે લોલ,
માડી મારો એટલો છે વાંક—મારી. ૧
સાસુ તે મારી ખીજ શેરે લોલ,
સસરો ચડાવે મુને ચાક—મારી. ૨
જેઠાણી જોગણુ થઈ ફરેરે લોલ.
જેઠનું વડાવા બેડી નાક—મારી. ૩
દેરાણી દોંગીને દાકમણીરે લોલ,
દીયર દેખાડે નહી ધાક—મારી. ૪
નણુદોઈ નાનેરૂં બાળ છે રે લોલ.
નણુદ રૂવે પોકાપોક—મારી ૫
પરણ્યો તે મારો પાતલોરે લોલ.
પાડોસણુ પુરણુ શોક—મારી. ૬
શગા વાહાલા તે વેરી થયા રે લોલ.
રૂઠયા સઉ નગરના લોક—મારી. ૭

ગરબો ગાઈ રહ્યા પછી વેણિપદમણીએ સર્વ સ્ત્રીઓને એક એક થાળ વેંહેચી આપી ને બાકી એક

થાળ રહી તે લઈને, સર્વ સ્ત્રીઓની સાથ વેણિપદમણી ગીત ગાતીગાતી જાયછે, રસ્તામાં જેનું ઘર આવે, તે વેણીની રજા લઈને પોતાને ઘેર ઉપર ચડી જાયછે. એવી રીતે સર્વ સ્ત્રી પોતપોતાને ઘેર ગયા પછી વેણિ તથા પેલો મજુર જે સાથે હતો તે બને જણ વેણિના મોહોલ આગળ આવ્યા. ત્યારે વેણિએ વિચાર્યું કે હવે આ મજુરને ખુશી કરૂં તો મારૂં કામ થાય. એમ વિચારી બાકીનો જે થાળ રહ્યો હતો, તે મજુરને આપીને કહ્યું કે આ તારી મેહેનતના બદલામાં આપુંછું પણ પારણામાં બેસું કે તું આ દોરડું ખેંચશે એટલે હું ઉપર જઇશ, પછી તું સુખેથી જજે. મજુરને થાળ મળ્યો, એટલે તેણે ઘણી ખુશીથી પદમણી ઠેઠ ત્રીજે માળે અગાસીમાં પહોંચી ત્યાં સુધી દોરડું ખેંચ્યું. પછી થાળ લઇને ખુશી થતો થતો પોતાને ઘરે ગયો. વેણી મેહેલમાં જઈ, લાઈટ સર્વ ઓલવી નાખીને વિચાર કરવા લાગી કે, હવે મારે અહીં રેહેવામાં ફાયદો નથી.

વેણીપદમણી જે ગરબો ગવરાવતી હતી, તે બુદ્ધી સાગર કાન દઈને સાંભળતો હતો. તે ઉપરથી તેણે વિચાર્યું કે, તેનો જીવ હજુ સુધી ચંદ્રશેનમાંછે, વાસ્તે ફીકર નહી, અને એને સાથે લીધા વગર જવું નહીં. એવો વિચાર કરીને તેણે ચંદ્રસેનને ઉઠાડયો. તે ઓચીંતો ઉઠયો, ને તે પોતાને હનુમાનના મંદીરમાં જોઇને, બાવરો થઈ આમ તેમ ફરવા લાગ્યો. બુધ્ધીસાગરે કહ્યું, ભાઇ જરા હીમત રાખો. કેહેવત છે કે "સુખ જોઇને એકદમ હરખાઈ જવું નહીં; ને દુઃખ જોઇને હીમત

હારવી નહી," વાસ્તે હવે તું ધીરજ રાખ. હું જે કરૂં તેટલું તું જોયાકર, પણ મોહોડેથી એક સુકન પણ બોલ તો નહી. પછી બુધ્ધીસાગરે સર્વ દાગીના ઉતારીને પછવાડેની ભીતમાં જાળી હતી, તેમાંથી બાહેર રસ્તા ઊપર ફેંકી દીધા. ને કપડાં, પોશાક, તળાઈ, ઓશીકા, તથા પલંગને છોડીને તેની ઇશો, પાયા, વિગેરે, હનુમાન આગલ જે બતી સલગતી હતી, તે લાવીને એક પછી એક સલગાવીને એક મોટો રાખોડીનો ઢગલો કર્યો. પછી બંને જણે એક એક લંગોટ મારી, શરીરપર રાખોડી ચોળી, તેની ઉપર હનુમાનનુ તેલ તથા મળી લઈને તેના છાપ તીલક, કરીને તથા હાથમાં માલાં લઇને જાણે કોઈ મોટા જોગેસ્વર બેઠા હોય તેવી રીતે ધુણી સલગાવીને બેઠા.

બીજે દીવશે પોહ ફાટતાંજ સઘળા સીપાઈઓ ઉઠીને રાંજા પાશે જવા સારૂં વીચાર કરવા લાગ્યા.

ખીચડીખાં—જાફરખાં, તુમ હોશીયારહો, તો અમારે સંગ ચલો. અપન દોનો રાજાકે પાસ જાકે ફરિયાદ કીજીએ.

જાફરખાં—હા જનાબ, મેં તો તૈયારહું, લેકીન એ મંદીરકે દરવાજેપર જો કુલુફ લગાયા હયે ઊસ્કી ચાવી, અપને પાશ રખકે લેજાના ચાહીએ.

ખીચડીખાં—તો ચલો એઈ બાત શચહયે, લેકીન ચાવી મેં મેરી પાશ રખતાહું પીછે રાજાકે પાસ જાકે એ ચાવી ઉસ્કે હાથમે દેઉંગા. પીછે

રાજા ઈધર આકે અપને હાથસે કુલુફ ખોલકે એ ચોર લોકકુ સજાસે પોહોંચાકે પીછે અપનકુ ઈનામ દેગા.

લાલખાં—ઈનામ મીલેગા ઉશમે અમેરા પણ ભાગ રખીઓ હમ પણ પાંતી લેવેંગે.

જમાલખાં—મેને પણ બોહોત મેહેનત કી હયે. ઇશકે વાસ્તે હમારા પણ ભાગ રખીઓ.

ફતેખાં—જમાદાર શાબ હમબી ગરીબ આદમી હયે હમ કુછ બોલને વાલા નહી હયે પણ હમારાબી ભાગ રખના ચાઇએ મેંબી પલંગકુ ઊઠાકે સીરપર રખકે લાયાહું.

રેહેમખાં—જમાદાર શાબ સબકુ ભાગ દેગા ઓતો સબ સમજતા હયે, તુમ સબકુ ઈનામમેસે ભાગ મીલેગા તુમ દેર મત કરો જમાદાર શાબકુ જલ્દીસેં રાજાકે પાશ જાને દેઓ જલ્દી રાજા ઈધર આકે ચોરોકુ દેખેતો ઉસીવખત ઊશકુ સજા કરકે અપનકુ ઇનામ દેગા.

ખીચડીખાં—રાજાકી પાસ મે ઓર જાફરખાં દોનો મીલકે જાતાહું.

તુમ સબ સીપાઇ લોક ઈધર બેઠકે બરાબર ચોકી પેહેરા રખના. (જાયછે)

ખીચડીખાં તથા જાફરખાં બે જણા દરબારમાં આવીને ફરીયાદ ફરીયાદ કરી મોટેથી બુમ મારવા લાગ્યા. તે સાંભળી કનકાવતી નગરીનો રાજા જાગી ઊઠીને એકદમ

દીવાનખાનાની બારી પાશે આવીને જુવેછે તો ખીચડી ખાં જમાદારને ફરિયાર કરતાં દીઠો.

રાજા—ખીચડીખાં આજ ફજરમે કયા ફરીયાદ લાયા હયે.

ખીચડીખાં—સાબ, એક સાઉકારકે ઘરમેશે બદકર્મકા ચોરી પકડા હય, સો આપ ચલો ઓર અપની નજરશે દેખકે ચોર લોકકુ સજા કર કર. હમકુ ઇનામ દીજીઓ.

રાજા—મેરે રાજમે કોઇ પણ બદકર્મ કરશકતા નહી હય, ઓર તુમ ચોરી પકડકર લાયા હય, પણ એ સબ જુઠી બાત હયે.

ખીચડીખાં—સા'પ સબ સચી બાત હય, સાવકારકે મકાનમે, હમ સ'બ સીપાઇ લોક જમાહોકે જો પલંગકે ઉપર એક મરદ ઓર ઓરત સોએથે ઓ પલંગ હ'મ સ'બ સીપાઇ લોક મીલકે મેહેલકી ઉપરશે એકદમ નીચે ઊડાલાકે, ગાંઉકી બાહેર જો મારૂતીકા દેવલ હય ઓ દેવલકી અંદર પલંગ શાથ ઓ ચોર લોકોકુ અંદર રખકે દરવાજા બંધકરકે કુલુફ લગાકે આએ હયે, જીસકા એ ચાવી હયે, સે આપ જનાબ અમેરીસાથ આકે દેખો ઓર ઓ ચોર લોકોકુ ઇનશાફ કરકે સજા કરો.

પછી ચાવી જોઈને રાજાને પુરતા વીશ્વાસ આવ્યો તેથી પોતે ઘોડે સ્વાર થઇ પોતાની સાથે કેટલાક ખા-

નગી સીપાઈઓ લઈને ગામની બાહેર તે મંદીર આગલ આવીને તાળું ખોલવાને હુકમ કર્યો. તેજ વખને ખીચડીખાં જમાદારે પોતાના હાથમાં કુંચી લઈને તાળું ખોલી, બારણા ઉઘાડવા લાગ્યો કે, તરતજ અંદરથી ધુમાડો નીકલતો માલુમ પડયો. આ વખતે તે શેહેરના હજારો માણુસો આ તમાશો જોવાને એકઠાં મળ્યાં હતાં. થોડી વારે રાજા તથા ખીચડીખાં જમાદાર વિગેરે તે દેવળમાં જઈને જુવેછે તો પલંગ વિગેરે કંઈ દીઠું નહી, પણ એક ખુણામાં એ તપસ્વી સમાધી ચડાવી હાથમાં માળા લઈને તપ કરતા દીઠા. આ જોઈને ખીચડીખાં જમાદારના હોંશ ઉડી ગયા, પણ કાંઈબી બોલ્યા વગર ગુપચુપ ઉભો રહ્યો, તે જોઇ રાજાએ કહ્યું કે, જમાદાર તુમને જો ચોરી પકડકે એક ઓરત ઓર એક મરદકુ કેદ કીઆ હયે ઓ કીધર હયે? ખીચડીખાંએ પોતાના ગાલપર તમાચા મારીને કહ્યું કે ઓ ખુદા મેરા નસીબ તો ફુટા. પછી જાફરખાંએ કહ્યું ગરીબપરવર હમ જીશાબખત એક ઓરત ઓર એક મરદકુ ઇશ દેવલમેં કેદ કીયા જબ ઇધર કોઇ જોગી નહીથા, ઓર હમ દેવલકુ કુલુફ લગાકે સારી રાત ઇધર ચોકી કીયા હય. અબ દેખતે હય તો, પલંગબી નહી હયે ઓર ઓ ચોરબી દેખનેમે નહી આતા હયે, કછબી દગા હુવાહયે. રાજાએ કહ્યું કે, કયા તુમ કુલુફ લગાકે ચાવીતો કીસીકુ નહી દાઇથી? ખીચડીખાંએ કહ્યું કે, ના સાબ ચાવી તો મેને અપની પાશ રખીથી, દુસરા કોઇ સીપાઇકુ પણ નહી દીઈથી. એ જોગી બેઠે હુયે, ઇસ્મે એક

મરદ ઓર એક ઓરત હયે, સો અપને વાસ્તે એ ઢોંગ લગાકે બેઠે હયે. પછી રાજાએ કહ્યું કે, મેરી તુને મસ્કરી કીયા, ઓર જોગીકીભી મસ્કરી કરતા હય. એ દોનો મરદ હયે, દેખ, ઇશકી મુછાં દેખાતી હય, કયા તુમ અંધાતો નહી હુવા હયે. એ જોગીકુ સમાધી લગી રહી હયે, સો અભી કુછ બોલતા નહી. ચુપરેહે, ગડબડ મત કર, અભી એ જોગીકા સમાધી ચુક જાવેગા તો, મેરેકુ ઓર તેરેકુ, સબકુ જલા દેગા. ખીચડીખાંએ કહ્યું કે, જનાબ અલ્લાકા કસમ લેકે મે સચ કેહેતા કે ઇસકી અંદર એક ઓરત હયે, આપ બરાબર દેખીએ. પછી રાજાએ કહ્યું કે મેને તો દેખ લીયાહયે, ઓર તેરેકુભી દીખલાતાહુ, રાતકુ સબ મીલકે કીતને સીપાઇ લોકને એ ચોરી પકડા હય. ખીચડીખાંએ કહ્યું કે. જાફરખાં. લાલખાં, ફતેખાં, દીનખાં, જમાલખાં વિગેરે બધા સીપાઇઓને આંગલી કરી બતાવેછે. રાજાએ કહ્યું કે, જમાદાર ઇનામ લેનેકા વખત આયા હયે. અભી એ જોગી બેઠા હયે ઇસકું ઉઠા, પીછું ઇનામ તુમ શબકુ દેનાહું. ખીચડીખાં તથા જાફરખાં વિગેરે બીજા સર્વ સીપાઈઓ એકઠા થઇને મોટેથી બોલીને કહેછે કે "બાવાજી નમો નારાયણ, ઘણી ખમા જોગી ઓર જોગનકું " આવી રીત બોલીને ઘોગાટ કરી મુકેછે, એટલે ધુમાડાથી થયેલી લાલચોળ આંખોના દોળા કકડાવીને બુદ્ધીસાગરે કહ્યું તુમ સબ લોક કાયકુ ઈધર જમાહુવા હયે, ઓર કયા ગડબડ લગાયા હયે. ઈશ્વરશે ડરો, તુમારા મુહ કાલા કરો. અમારા છેડ કરેગા તો એક પલમે

અબી ભસ્મ કરદઉંગા. એમ કહીને બંને જોગી ઉભા થયા હતા, તે પાછા આંખો વીંચીને બેશી ગયા. પછી રાજા જમાદાર સામુ જોઇને બોલ્યા કે, દેખો લંગોટા બડા હય કે છોટા હય એમ કહીને પોતાના ખાનગી સીપાઇઓને હુકમ કીધો કે, ખીચડીખાં, જાદરખાં, લાલખાં વિગેરે જે સઘળા સીપાઇએ અહીં ઉભેલા છે, તેઓને એકદમ કેદકરે. હુકમ થતાંને વાર સર્વે સીપાઈઓને પકડીને લઇ જાયછે. ત્યાંર પછી ખાનગી જમાદારે તે સાધુઓને કહ્યું કે એ નગરીકે રાજા તુંમારે દરશનકુ આયા હય, સો ઇસ્કું આરશીવાદ દેના ચહીયે. બુદ્ધી સાગરે કહ્યું, "બચા સદા મગન રહો, તુમારા રાજ અમરતપો." આ સાંભળી રાજા જોગી પાસે જઇને, દંડવૃત પ્રણામ કરીને, જવાની રજા માંગી, ત્યારે કહ્યું, બચા જાઓ એ ભભુત હય સો લેતે જાઓ, તુમકુ ઓર તેરે રાજકુંકબોં ખલેલ નહીં હોયગા. એ ભભુતકું, દરરોજ નાહાકે પીછે તીલક કરના. ( એમ કહીને આપે છે )

રાજા દરશન કરી ગયા પછી, નગરના સર્વે લોકો એક પછી એક મંદીરની અંદર જઇને, સાધુને પગેલાગીને ભભુત લઇને જાય છે. જ્યારે સાંજ પડવા આવી એટલે દરસન કરવાને આવેલા સઘળા લોકો પોત પોતાને ઘેર ગયા, ત્યારે બુદ્ધી સાગર તથા ચંદ્રશેન લાગ તપાસીને માલણને ઘેર આવીને. નાહી ધોઇ, અંગસાફ કરી પોતાનો ઉંચો પોશાક પેહેરી, ઘોડેસ્વાર થઇ, માલણને બોલાવીને એકસો રૂપીઆ ગણી આપી, તેનો ઉપકાર માનીને ત્યાંથી રવાના થયા રસ્તે ચાલતાં બુદ્ધી સાગરે

કહ્યું કે ભાઇ સુકનનો ભાવ જોયો, ચંદ્રશેને કહ્યું ધન્ય છે તારી બુદ્ધીને, પણ ભાઇ તમોએ જે કહ્યું હતું, જે પદમણી મળશે, પણ દુઃખ પડશે, તે દુઃખ તો પડયું, પણ સુખતો એક રાતમાં થોડીક વાર ભોગવ્યું, વાસ્તે હવે શું ઉપાય કરવો તે કહો. બુદ્ધીસાગરે કહ્યું કે વેણી પદમણીએ જતી વખતે જે ગરબો ગવરાવીને ગઇ છે, તેની અંદર સર્વ સમજાવી ગઇ છે કે, "હવે નહીં જાઉં હું તો સાસરેરે લોલ," તે ભાઇ પદમણીનું મન તારા ઉપરથી ઉતર્યું નથી, વાસ્તે તેને તેડીને જવી. હવે એટલું દુઃખ દીઠું તો મુકીને જઇએ, તો આપણને લંછન લાગે વાસ્તે જે થાય તે ખરૂં, પણ લીધા વગર જવું નહીં. એમ કહીં બંને જણાએ પોતાના ઘોડા પદમણીના મેહેલ તરફ લઇને જુવે છે તો પદમણી પણ પોતે શણગાર સજીને તૈયાર થઇ ઉભી હતી. તે, બંને રાજકુંવરના ઘોડાની પાછળ પાછળ જઇને, ગામથી બહાર ગયા પછી, જ્યાં પોતાનો તંબુ નંખાવીને તૈયારી કરાવી મુકી હતી ત્યાં આવીને કળસાની ચોરી માંડીને ચંદ્રશેન તથા વેણીપદમણી બંને જણા પરણ્યાં. ચંદ્રશેન સાથે વેણીપદમણીના પુનર લગ્ન થયાં પછી, સર્વ જણ ઘોડે સ્વાર થઇ સાથે કેટલાક સીપાઇઓ લઇને, ત્રંબાવટી નગરી તરફ ચાલવા માંડયું.

પછી ચાલતાં ચાલતાં એક રાતમાં ઘણા દુર ની કળી આવ્યા. બીજે દીવશે શવારના પોહોરમાં એક ડુંગરની તળેટીમાંથી જતા હતા, તે વખતે તે ડુંગર ઉપર એક અઘોરી જાદુગર બાવો બેઠો બેઠો પોતાની જાદુઈ

વિધ્યાની સાધના કરતો હતો. તેણે વેણિદમણીને જોઇને વિચાર્યું કે હું ઘણો હુશીયાર અને જાદુગર છું પણ મારો જન્મ વૃથા ગયો, કારણ કે મેં જન્મ ધરીને સંસારી સુખ દીઠું નહી. આ ખુબસુરત સ્ત્રી કોઈ દેવકન્યા છે. તેને મારે ઘેર લાવું તો ઠીક, પણ મારે સાધના મુકીને જવું નહી, પણ સાંજના છ વાગ્યા પછી એની ખબર લઇશું. એમ વિચારી જયાં સુધી તેની નજર વેણી સામું પહોંચી ત્યાં સુધી તેની સામું જોયા કરતો હતો. તે જોઇ બુધ્ધીસાગરે પોતાના મનમાં વિચાર્યું કે, આ બાવાની નજર પદમણી ઉપર ચોંટી રહીછે. માટે વળી કંઇ પણ વિઘ્ન થશે, તેથી તે પાસેના ગામમાં જઇ, પોતાનો અને ચંદ્રશેનનો તથા વેણીપદમણીની ઘોડા બદલાવી લીધા. પછી ઘોડાને એકદમ દોડાવીને સાંજ વખતે ત્રંબાવટી નગરીની બાહાર આવીને દરીયા મેહેલમાં ઉતર્યા.

પેલી તરફ તે જાદુગર બાવો સાંજના છ વાગ્યા, એટલે વેણીપદમણીની સોધ કરવા શારૂં, સમડીનો વેશ લઇ, આકાશમાં જઇને પૃથ્વી ઉપર ચારે તરફ જોવા લાગ્યો, તો ત્રંબાવટીના દરવાજાની બાહાર દરીયા મેહેલના દરવાજામાં જોયાં, તેથી તે તરફ ઝડકથી ઉતર્યો, સાધુને વેશે. દરિયા મેહેલમાં આવી ભિક્ષા માગવા લાગ્યો. ચંદ્રશેન, બુધ્ધીસાગર અને વેણીપદમણી જેવા દરિયા મેહેલમાં ઉતર્યા કે તરત તે જાદુગર બાવો ભિક્ષા માગવા આવ્યો. ચંદ્રશેન કે જે અતિશય હર્ષ માંછે, તે આ બાવાને જોઇને સીપાઇને હુકમ કીધો કે

આ બાવાને મોદીની દુકાનેથી પાકો સીધો અપાવ. આ સાંભળી બાવો કેહેવા લાગ્યો કે, માહારાજ! હમ સાધુ એસે કોઇ બનિયાકી દુકાનસે સીધું લેકે નહી ખાતે હય. હમતો કોઈ તરતકી પરણેલી ઓરત હોવે, સો સીધા દેવે, તો ઉસીકે હાથકા સીધા લેતા હય, ઓર અમારે હાથસે રોટી બનાકે જમતે હય, એ હમારા નિયમ હય. આ સાંભળી ચંદ્રશેને વેણીપદમણીને આટો (લોટ) આપવા સારૂ હુકમ કર્યો, તે વખતે બુધ્ધીસાગરે કહ્યું કે, મારા પ્યારા મિત્ર, આ બાવો કોઈ જાદુગર છે, વાસ્તે એને અંન આપવા સારૂં પદમણીને મોકલવી નહી. એને જોઇએ તો મોદીની દુકાનેથી સીધું લઈને જાય, નહી તો એની મરજી, પણ વેણીપદમણીનું અતિ શય રૂપ જોઈને એ બાવો આપણને દર રોજ દુઃખ દેશે, વાસ્તે તમે હુકમ આપોછો એ ઠીક નહીં. કારણ કે એ બાવો એના બોલવા ઉપરથી મને દગાખોર માલમ પડેછે. ચંદ્રશેને કહ્યું ભાઇ આટલા સીપાઇઓ આ પણા મેહેલની ચોકી કરતાં એ બાવો પદમણીને શું કર નારછે. ભલે કોઇ ભીક્ષુક માણસ અંન માગે, અને તે બીજાનાં હાથનું, અંન નહીં લેતા હોય તો, આપણે તેને અંન આપીએ તેમાં ઘણું પુનછે, એમ કહીને તેણે પદમણીને તે બાવાને અંન આપવાને કહ્યું.

ચંદ્રશેન તથા બુધ્ધીસાગર બંગલા ઉપર દીવાન ખાનાની બારીમાં ઊભાઉભાં જોયા કરેછે, સીપાઈઓ તથા માલીઓ પણ ઘણે દીવશે રાજ કુંવર આવ્યાછે તેને જોઇને પોતાના દીલમાં ખુશી થઇને, તેઓ પણ

નીચે ઊભા ઉભા પેલા જોગીના સર્વ ઢોંગ જોયા કરેછે, એટલામાં વેણીપદમણી તે જોગીને આપવાની ઇચ્છાથી હાથમાં આટો લઇને ઉપરથી નીચે આવી, એટલે પેલા જાદુગર બાવાએ પોતાની ઝોળીમાંથી "અડદના મંત્રેલા દાણા" કહાડીને પદમણી ઊપર જેવા છાંટયા કે તરત તે પોપટી થઇ, એટલે તે બાવો "સમળી" થઇને, પોપટીને (પદમણીને) પાંખમાં લઈને આકાશમાં ઉડી ગયો. પદમણી પોપટી બની ગઈ, તેથી કંઇ પણ બોલી સકી નહી અને જોરથી બોલવા જાય તો તેનો સાદ પોપટના જેવો "ચીચી" એવી રીતે માલુમ પડતો હતો.

આ બનાવ જોઇને રાજકુંવર ચંદ્રશેન તરત મુર્છીત થઇને, વેણીપદમણીના વિયોગથી જાણે પ્રાણરહીત પુતળું પડયું હોય તેવી રાતે જમીનપર પડયો. તેને જોઇને બુધ્ધીસાગર અત્યંત દુઃખી થઈને, રડતો રડતો ચંદ્રસેનને ધીરજ આપીને તેનો હાથ ઝાલીને ઉઠાડેછે.

(માતાજી મારાસાંભલો—એ રાહ.)

મિત્ર ઓ માહારા સાંભળો, મન રાખોજી ધીર,
સોધીલેવીછે પદમણી, ઝટ ઊઠોને વીર. મિત્ર. ૧
વાર થાયછે આપણે, ઘણું કરવુંછે કામ;
મેલવું તમણે પદમણી, હરો જેણેરે ઠામ. મિત્ર ૨
માત પીતા જો જાણશે, તેડી જાશેરે ઘેર;
દીન જાવાછે રે દોહેલા, કુડો થાશે રે કેર મિત્ર. ૩
પરણી સ્રીને પરહરે, નર મુરખ જાણ;
ચતુર નર મુકે નહી, જાતાં સુધીરે પ્રાણ. મિત્ર. ૪

તેજ વખતે ચંદ્રશેન આળશ મરડીને બેઠો થાયછે. પણ વેણુપદમણીના વિયોગથી નીરાશ થઇને ગાયછે.

**લલિત છંદ.**

અરર માહરી શીદશા થઇ; પ્રાણુથી પ્રિય પ્યારી કયાં ગઈ
પદમણી પરી કયાં તજી ગઇ; મુકીને મને ચાલતી થઇ.
અરર હાયરે શું થઈ ગયું; રત્ન મારૂ આજ, હાથથી ગયું
મિત્ર માહરા, બુધ્ધીના ધણી; મેલવ તું મને વેણીપદમણી

આવી રીતે વિલાપ કરતો જોઇને બુધ્ધીશાગરે કહ્યું મારા પ્રાણસખા ચંદ્રશેન આવી રીતે રૂદન કરવાથી શું થવાનું છે હીમત રાખો. કહેવતછે કે "જીવેગા નર તો ફેર બસાયગા ઘર". વાસ્તે આપણે અહીંયાથી જલ્દી ચાલો. નહી તો આ સીપાઇઓ માહેથી કોઇ દરબારમાં જઇને રાજાને ખબર આપશે તો આપણને પાછા જવા દેશેનહી વાસ્તે જલ્દી આજની રાતોરાત પાછા નીકળી પડીએ. ચંદ્રશેને કહ્યું મારા વાહાલા મિત્ર તમો જેમ કહેશો તેમ કરવાને હું તૈયારછું પણ મારૂ રત્ન પાછુ મલે એવો ઉપાય બતાવો.

એવો વીચાર કરી બંને મિત્ર ઘોડે સ્વાર થઇને સીપાઇઓ તથા માળીને કહ્યું કે તમે કોઈ રાજા પાસે જઇને અમારે વિશે હાલ કંઈ પણ વાત કરશો નહીં અમે થોડા દીવશમાં પાછા આવીશુ.

પછી બંને મિત્ર રાતો રાત પોતાના ઘોડા મારતા મારતા છેક જયાં પેલા જાદુગર બાવાનું "સાધના" કરવાનુ ઠેકાણું હતું ત્યાં ડુંગર નીચે બીજે દીવશે સવારમાં આવી પહોચ્યાં. છ વાગ્યાનો સુમાર થયો, ત્યારે તે

જાદુગર બાવો પોતાની સાધના કરવા સારૂં આવીને હંમેશની માફક તે ડુંગરની ટોચ ઉપર સમાધી લગાવીને બેઠો. તને જોઈને બુધ્ધીસાગરે કહ્યું ભાઈ ચંદ્રશેન જુઓ! આપણો ચોર ડુંગરના સીખરપરચડીને બેઠોછે. ચંદ્રશેનને કહ્યું કે ખરેખર એજ બાવો આટો (લોટ માંગવા આવ્યો હતો. ભાઈ તમને કેવી રીતે ખબર પડી કે એ બાવો અહીંઆ હશે તેથી તમો એક રાતમાં મને અહીં તેડી લાવ્યા. બુધ્ધીસાગરે કહ્યું કે ભાઇ જે દાવશે આપણે વેણીપદમણીને લઈને આ રસ્તેથી જતા હતા, તે દીવસે આ બાવો એજ ઠેકાણે બેઠેલો હતો. તેની નજર પદમણી ઊપર ચોંટી રહી, તેથી આપણે આ પાસેના ગામમાં જઇને, ઘોડા બદલાવીને ત્રંબાવટીનગરીમાં આવી પહોંચ્યાં. સાંજ વખતે એ બાવો કોણ જાણે કેવી રીતે આવીને લોટ માંગવા લાગ્યો, તે વખતે મેં તમને કહ્યું, પણ તમે માન્યું નહી. તેથી આ દશા થઈછે પણ તમારે ફીકર કરવી નહી, જયાં સુધી મારા દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી પદમણીને મુકીશ નહીં.

પછી બંને મિત્ર પોતાના ઘોડાઓને ડુંગર નીચે એક ગુફા આગલ લીમડાના ઝાડ સાથે બાંધીને પદમણીની સોધ કરવા સારૂં ડુંગર ઊપર ચડવા લાગ્યા ડુંગર ઉપર ચડીને ચારે તરફ તપાસ કરતાં મધ્યાન કાળ થવા આવ્યો, પણ તેણીનો પતો લાગ્યો નહી. ત્યારે નીરાશ થઇને એક ઝાડી તળે બેસીને કેટલાંક ફળ ફુળ વીણીને ખાધાં. પછી ફરીથી શોધ કરવા સારૂં આમથી તેમ ફાંફાં મારવા લાગ્યા, એટલામાં એક અંધારી ગુફા

ડુંગરના મધ્ય ભાગમાં ઝાડીથી ઢંકાયલી નજરે પડી, કે તરત ત્યાં જઇને જોવા લાગ્યા તો ફકત અંદર અંધારૂં દીઠું, બીજુ કંઈ પણ નજરે પડયું નહી. તો પણ હીમત રાખીને તે બંને જણા ગુફામાં દાખલ થઇને અધારામાંને અંધારામાં ચાલ્યા જાયછે તો થોડીવારે જરા જરા અજવાળું દેખાવા લાગ્યું. તે ગુફાની પેલેપાર નીકળીને આસપાસ જોવા લાગ્યા તો કંઇ પણ ગામ તથા શેહેર જોવામાં આવ્યું નહી પણ થોડેક દુર મેદાનમાં ફકત એક લાલ મેહેલ તે બંને જણની નજરે પડયો: કે તરત તેઓ તે મેહેલની પાસે જઇને જુવેછે તો તેમાં કોઈ પણ માણુશને દીઠું નહી. તેથી વીચાર કરીને તે મેહેલની અંદર જઈને સાતમાં માલ ઉપર ચડીને જુવેછે તો, વેણીપદમણી હીંડોલા ખાટ ઉપર બેઠી બેઠી ઝુલ્યા કરેછે. તે ચંદ્રશેનને પોતા તરફ આવતો જોઇને, પોતે તેની શામે જઈને ભેટી પડી, અને બોલીજે મારા પ્રાણ આધાર ! તમે અહીંયા આવ્યા પણ હમણા સાંજના છ વાગશે એટલે પોતાની સાધના કરીને તે બાવો અહીંયા આવશે. તે ઘણો જાદુગરછે તેથી તે તમારાથી જીતાશે નહી વાસ્તે તમે અહીયાથી નાહાશી જાઓ અને દર રોજ દીવશના મારી પાશે આવજો. તે સાંભળી બુધ્ધીસાગરે કહ્યુ કે તમે કંઇ ફીકર કરશો નહી. હજુ તો સાંજ પડવાને ઘણીવારછે તેથી તમે અમારી શાથે ચાલો. બા ડુંગર છોડીને બહાર ગયા પછી એ બાવો આપણને શું કરવાનોછે ? પછી અમે એને પહોચીશું. પદમણીએ કહ્યું કે તમારી મરજી છે તો હું આવવાને

તૈયાર છું. એમ કહી વેણિ પદમણી, ચંદ્રસેન, થતા બુદ્ધી સાગર, તરત નીચે ઉતરીને, પેલી ગુફામાંથી બાહેર આવીને ડુંગર નીચે ઉતરી, એક ઘોડા ઉપર બુધ્ધી સાગર તથા બીજા ઘોડા ઉપર ચંદ્રસેન તથા વેણિ પદમણી; એવી રીતે ઘોડેસ્વાર થઇને ત્યાંથી નિકળીને, એકદમ ઘોડા દોડાવતા દોડાવતા, અરધે રસ્તે ગયા, એટલે સાંજ પડી .

સાંજના છવાગ્યાનો સુમાર થયો ત્યારે તે જાદુગર બાવો, પોતાની સમાધી ઉતારીને, ત્યાંથી તે ગુફામાં થઈને મેહેલમાં જઈને જુવે છે તો, પદમણીને દીઠી નહી. તેથી તરત પોતે સમળી બનીને આકાશમાં ચડીને ચારે તરફ જોવા લાગ્યો, તો તેઓને જતાં જોયા. પછી પોતે તરત આકાશમાંથી ઉતરીને, થોડી વારમાં તે લોકોની નજદીક જઈ પુગ્યો. તેની પાંખોનો અવાજ થતો સાંભળીને પદમણીએ જોયું તો થોડકે દુર સમળીને પોતાની પછવાડે આવતી જોઈને, બુધ્ધીસાગર તથા ચંદ્રસેનને કહ્યું કે, હવે હુશીયાર રેહેજો. જુઓ પેલી સમળી પછવાડે આવે છે, તે જાદુગર બાવો છે, વાસ્તે જેમ બને તેમ તમારો જીવ બચાવો.

આ સાંભળી ચદ્રસેને વેણિ પદમણીને પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતારીને, તરત પોતાના ઘોડાઓને પુર જોસમાં દોડાવા માંડયાં. ઘોડાઓ થોડાક દુર ગયા નથી એટલામાં તે સમળી પદમણીને મુકીને બુધ્ધી સાગર તથા ચંદ્રસેનની પછવાડે લગભગ ગઈ, એટલે તરત બાવો થઈને કેહેવા લાગ્યો, કે ખડે રહો, ચોરકી

માફક કીધર ભાગ જાતા હુય. તો પણ તેઓ નહી ગણુકારતાં એકદમ દોડાવતા દોડાવતા ચાલ્યા કે, બાવાએ, તેઓની પછવાડે દોડીને, પોતાની ઝોળીમાંથી મંત્રેલા અડદના દાણા કાઢીને, દોડતાં ઘોડાઓ ઉપર છાંટયા, કે તરત તેઓ બંને જણા ઘોડા સુધા પથર નાપુતળાં થઇ ને તે ઠેકાણે પડયા. પછી તે જાદુગર બાવો પદમણીને પોતાના મેહેલમાં લાવીને રાખી. જયારે પોતે સવારના સાધના કરવા જાય, ત્યારે પદમણીનું ડોકું કાપીને એક ટાંકા બારીમાં રાખીને જતો. પછી જયારે સાંજના આવતો ત્યારે તે ડોકાનેધડ ઉપર મુકીને પોતાની પાસે અમૃતથી ભરેલો કુંપો હતો, તેમાંથી અમૃત છાંટતો કે તરત જીવતી થઇને તેના હુકમ મુજબ ચાલતી હતી.

આણી તરફ કનકાવતી નગરીમાં બીજે દહાડે ચોખાસાને ખબર પડી કે, પદમણી નહાશી ગઇ છે. તેણે તેની ઘણી સોધ કરાવી પણ પત્તો મળ્યો નહી, એટલે પોતાના છોકરો ફોફળસા, જે પદમણી સાથે પરણીને તરત વેપાર અર્થે દેશાવર ખાતે ગયલો હતો, અને તેણે તેણી સાથે એક રાત્રી પણ એશ આરામમાં ગુજારી ન હોતી, તેને કાગળ લખીને તેડાવ્યો. ફોફળસા એ આવીને કહ્યું કે પીતાજી સ્ત્રીની જાતનો ભરોસો નહીં. કેહેવત છે કે "રેહે તો આપસું ને જાય તો સગા બાપસુ" વાસ્તે એ સ્ત્રીમાં કંઇ સાર નહીં. એ ગઇ તેની ફીકર નહીં હું બીજી ઘણી લોંડીયો લાવીશ પછી બીજે ઠેકાણે તેણે પોતાના લગ્ન કીધા હવે ત્રંબાવટી નગરીમાં શું બન્યું તે જુઓ.

ચંદ્રસેન મુસાફરીએ નિકળ્યા પછી, રૂપસીંહરાજા ફીકરમાં ને ફીકરમાં સુકાવા લાગ્યો. તે જોઈ દેવદત વગેરે વિચાર્યું કે રાજાને વળી કઈ વાતનું દુઃખ ઉત્પન થયું છે, તેની સોધ કરવાને નક્કી કરાવ કીધો. એક દીવશે તેની રાણીને પુછવાથી ખબર મળી કે રાજા, ચંદ્રશેનના ગયાથી ઘણો દલગીર રહે છે. એક દીવશે તેણે કચેરીમા જઈને રાજાને કહ્યું કે, જાહપનાહ આપણા બંનેના પુત્રને ઘેર એક એક પુત્રનો જન્મ થયો છે, પણ આજ છ માસ થયા તેઓની જન્મ પત્રિકા કરાવી નથી, વાસ્તે આપણે જોશીને બોલાવીને જન્મ પત્રિકા જરૂર કરાવી જોઈએ, પછી બીજે દીવશે, સભામાં જોશીઓને બોલાવીને, ચંદ્રશેન તથા બુદ્ધી સાગર એ બંનેના કુંવરોની જન્મ પત્રિકા કરાવી. બને કુંવરોની જન્મ પત્રિકા ઉપરથી માલુમ પડયું કે. એ બંને કુવરોનો જન્મ એકજ વખતે થયો છે. જયારે કુંવરો બાર બાર વર્ષના થશે, ત્યારે તેઓના પીતાનો મેલાપ થશે. કદાચ વચમાં મેલાપ થાય તો તેઓના પીતાનો નાશ થાય, એવું ગ્રહ જોવાથી માલમ પડે છે, વાસ્તે હમણા એ લોકોનો મેલાપ થવાનો નથી. પછી બંને કુંવરોના નામો જોશીઓના કેહેવાથી ચંદ્રશેનના છોકરાનું નામ ચિત્રસેન તથા બુધ્ધી સાગરના છોકરાંનુ નામ ક્ષીરસાગર પાડયું જયારે બંને કુંવરો પાંચ પાંચ વર્ષની ઉમરના થયાં ત્યારે સાથે નિશાળે મુકયા. ચિત્ર સેન તથા ક્ષીરસાગર બંને નિશાળે સાથે જાય, સાથે ખાય, એવી રીતે એક બીજાને એવી મિત્રાઈ થઈ કે

કહીએ એક બીજાથી છુટાં પડે નહી. જ્યારે બંને બાળકો દશ દશ વર્ષની ઉમરના થયા ત્યારે સર્વ સીખીને હુશીયાર થયાને નિશાળમાં વડા નિશાળીયા થયા. એક દીવશે મેહેતાજી બાહેર ગયાથી ચિત્રસેન તથા ક્ષીરસાગર બંને જણ મળી નિશાળમાં છોકરાઓને ભણાવતાં હતા, તે વખત એક નિશાળીઆનો વાંક પડવાથી, ચિત્રસેને તથા ક્ષીરસાગરે તે છોકરાને માર્યો. તે ઉપરથી તે છોકરાએ કહ્યું કે, તમે બાપ વગર નાછો, તેથી છકી જઈને બીજાને મારો છો. કેહેવત છે કે, "રાંડી પુત્ર સાહ જાદા બાપમુવાં કે ઉમરાવ જાદા" તે પ્રમાણે તમારે બાપ નથી તેથી તમે બહુ છકી ગયા છો. તે સાંભળી ચિત્રસેન તથા ક્ષીરસાગર ગુસ્સે થઇને, પોત પોતાને ઘેર જઇને, પોતાની માનેપૂછ્યું કે અમારા બાપ કયાં છે તે અમને બતાવો નહી તો અમે આ કટારથી તમારો જીવ લઈશું. તે સાંભળી બચારી ગરીબ માતાઓ ડરવા લાગીને કહ્યું કે તમે જરા ધીરજ ધરો. તમે દરબારમાં જઇને તમારા દાદાને પૂછો. તે તમને જવાબ આપશે. પછી તે બંને જણ દરબારમાં જઇને, રૂપસીંહ તથા દેવદત સામે ઉભીને કહ્યું કે અમારા પીતા કયાં છે? તે અમને બતાવો; નહી તો અમે તમારો જીવ થઇ શું. આ સાંભળી સભાની અંદર હાહાકાર વર્તિ રહ્યો; અને એક જણે ઉઠીને તેઓના હાથમાંથી કટાર છીનવી લીધી. પછી રૂપસીંહ રાજા એ તેઓને પોતાના ખોલામાં બેસાડીને કહ્યું કે; તમારા બાપો આજ બાર વર્ષ થયાં તિર્થ યાત્રા કરવા ગયા છે,

પણ હજુ સુધી પાછા ફર્યા નથી. ત્યારે કુંવરે કહ્યું કે હજુસુધી તમે તેઓની સોધ કરી નથી? ત્યારે રૂપસીંહે કહ્યું કે જોશીઓના કહેવાથી હમે તે લોકોની સોધ કરી નથી. હવે તમે બરાબર બાર વર્ષના થયા એટલે કાલથી સીપાઇઓને હુકમ આપીશું. તે સાંભળી ચીત્રસેને કહ્યું. ધિક્કારછે તમારા વૃધપણાને કે આજ બાર બાર વર્ષ થયાં, તમે બીલકુલ શોધ કરી નહી. પછી જોશી સામું જોઇને કહ્યું કે, માહારાજ! અમારા પીતા બાર બાર વર્ષ થયાં જાત્રા કરવા ગયાછે તે હજુ સુધી આવ્યા નથી, તે કઈ દશા તરફ હશે અને કુશલ છે કે નહી, તે તમારા પોથા જોઈને કહો. જોશીઓએ કહ્યું, ભાઇ તમારા પીતાજીના ગ્રહ ઘણા કઠણ હતા તેથી તે જ્યાં હશે, ત્યાં દુઃખી હશે. કારણ કે તમારા ગ્રહનો જોગ એવોછે કે તમને બાર બાર વર્ષ થાય ત્યાં સુધી તમારી તથા તેઓની વચ્ચે વીયોગ રહેવો જોઇએ. હવે તેઓના તથા તમારા ગ્રહ સારા ચાલેછે, તેથી તેઓ થોડા દીવશમાં આવવા જોઇએ. આ સાંભળી બંને કુંવરે રૂપસીંહ રાજા પાંસે રજા માંગી કે, હમે અમારા પીતાની સોધ કરવા જઈશું. ત્યારે રૂપસીંહે કહ્યું કે મારા પ્યારા બેટા તમે હજુ બાળક છો, અને તમારે મોહોડે મુછો ફુટી નથી વાસ્તે તમે અહીયા રહો. હું સીપાઈઓને મોકલીને શોધ કરાવુશું. ક્ષીરસાગરે કહ્યું, પીતાજી અમે બાળક છીયે, પણ તમારા પ્રતાપથી અમારી બુદ્ધીના બલે કરીને હમે અમારા પીતાની સોધ કરી લાવીશું, વાસ્તે મેહેરબાની કરીને રજા આપો. આ સાંભળી રૂપસીંહે

કહ્યું કે સાબાશ ક્ષીરસાગર ધન્યછે તારી બુદ્ધીને, બેટા ચીત્રસેન તું તથા ક્ષીસાગર બંને જણા સુખેથી જાઓ, તમારે જોઇએ તેટલુ લસ્કર, ખજાનો, માણુસો વિગેરે લઈ જાઓ. પણુ જયાં જાઓ ત્યાંથી થોડા દીવસમાં પાછા આવજો. ચીત્રશેને કહ્યું પીતાજી તમારે કંઇ પણુ ફીકર કરવી નહીં. અમે સર્વ દીશા તરફ શોધ કરીને આવીશું. રૂપસીંહ રાજાએ ચીત્રશેન તથા ક્ષીરસાગરને ભેટીને જવાને રજા આપી.

ચીત્રશેન તથા ક્ષીરસાગર બંને જણુ ઘોડે સ્વાર થઇ, કેટલાક બુઢા સીપાઈઓ સાથે લઇને પૃથ્વી પ્રદક્ષિણા કરવા નીકલ્યા. રસ્તામાં આવતાં ગામો તથા શેહેરો જોતા હતાં, અને ત્યાં એકેક સીપાઇને છ છ મહીનાની ખરચી આપીને રાખતા હતા એમ કરતાં ઘણા શેહેરો ફરી વલ્યા પણુ કોઈ ઠેકાણે પત્તો લાગ્યો નહી, અને પોતાની પાશે એક બુઢો સીપાઈ રહ્યો ત્યારે વીચારવા લાગ્યા કે હવે આપણે ડુંગરો તથા જંગલો તપાશીને રૂપસીંહ રાજા પાશે જઇએ, કારણુ કે તેમણે કહ્યું હતું કે તમે થોડા દીવસમાં આવજો પણુ આપણુને ઘણા દીવશ થયા, તેથી આપણી રાહ જોતા હશે.

એમ વિચાર કરતાં કરતાં થોડેક દુર ગયા એટલે પેલા પથ્થરનાં પૂતલાં જે તે જાદુગર બાવાએ બનાવ્યાં હતાં તે ઠેકાંણે આંવી પહોચ્યા. ત્યાં કોઇ પણુ માણુસ નહી હોવાથી તે જોઈને બંને કુંવર વિસ્મય થયા. ત્યાં ઊભા રહીને ચારે તરફ જોવા લાગ્યા તો એક બાજુએ મોટો ડુંગર અને આસપાસ જંગલ દીઠું.

તે જંગલમાં કોઇ પણ માણુસ આવતું જતું દીઠું નહી. તે ઘોડા ઉપરના પથ્થરના માણુસ જોઇને તે ખુદા જમાદારે કહ્યું કે આ બંને પુતળાનો આકાર તમારા બાપના જેવોછે. તે સાંભળી ક્ષીરસાગરે કહ્યું આપણા પીતાઓની ખબર આ જંગલમાંથી મલવી જોઇએ. એમ કહી આગલ ચાલતાં તેઓ તે ડુંગર આગલ જઈ પહોચ્યા, ત્યાં એક જાદુગર બાવાને સમાધી ચડાવીને બેઠેલો જોયો તે સિવાય બીજું કોઇ પણ માણુશ દીઠામાં આવ્યું નહી. પછી તેઓ પોતાના ઘોડાને ખુદા જમાદારને સોંપીને ડુંગર ઉપર ચડીને આસપાસ ફરવા લાગ્યા. ક્ષીરસાગરે કહ્યું કે ભાઇ, આ બાવો તપ કરેછે તે અહીંઆ રહેતો હશે વાસ્તે આપણે તેનુ રેહેઠાણુ સોધી કાઢીને, ત્યાં કોઇ પણુ માણુસ હશે તેને પુછીને ખબર લઇશુ. એવો વીચાર કરી. બંને જણુ ડુંગર ઉપર સોધ કરતા હતા, એટલામાં તે ઝાડીવાળી ગુફા તેઓને માલમ પડી તે ગુફામાં બતી કરીને જોવા લાગ્યા તો અંદર રસ્તો દીઠો, તે ઉપરથી તેઓએ અંદર ચાલવા માંડયુ. અંદર ચાલતાં ચાલતાં તેઓએ બીજે નાકે નીકળીને બહાર મેદાનમાં આવીને જોયુ, તો એક મહેલ સિવાય બીજુ કઇ પણુ દીઠામાં આવ્યુ નહી. તરત તેઓએ તે મહેલમાં જઇને ઉપર ચહડવા માડયુ, પણ કંઈ દીઠામાં આવ્યું નહીં, તેથી ચીત્રશેનને બીક લાગવા માંડી. ક્ષીરસાગર હિમતવાન હતો તેથી તેને હીમત આપીને ઠેઠ સાતમા માલ ઉપર બન્ને જણે ચડી જઇને જોયુ તો ત્યાં કોઇ પણુ માણુસ દીઠું નહી, ત્યારે તેઓ હસવા લાગ્યા કે

આવો સરસ મહેલ છે, પણ આ મહેલમાં તથા ડુંગર ઉપર તે બાવા સિવાય બીજું કોઈ પણ માણુસ નથી. પછી જે ઓરડીમાં હીંડોલાખાટ હતી, તે ઓરડીમાં જઇને જોયું, તો ટાંકાબારીમાં એક થાળીની અંદર ધડ થી જુદુ કરેલું માથું જોયું તે ઉપરથી તેઓ આસપાસ જોવા લાગ્યા, તો એક બાજુ ઉપર અમૃતકુંપ તથા ધડ દીઠામાં આવ્યું. આ બંને જણુને જોઇને ડોકાએ ખડખડ હસવા માંડયું, પછી પોતાના ધડ તરફ નજર ફેરવીને રડવા માંડયું. તે ઉપરથી ક્ષીરસાગરે તરત તે ડોકું લઇને ધડ ઉપર મુકીને કુંપામાંથી અમૃત છાંટયુ, કે તરત પદમણી જીવતી થઇ, તે જોઈ ચીત્રશેન બીહીને, જરા પાછો હઠયો. તે બાલકોએ પુછયુ કે તમે કોણ છો ? તે અમને કહો. વેણીએ કહ્યું કે હું ચંપાવટી નગરીના રૂપસીંહ રાજાના કુંવર ચંદ્રશેનની સ્ત્રીછું. તે જાદુગર બાવો મને દરિઆ મહેલમાંથી લઈ આવ્યો. ચંદ્રશેના તથા તેનો મિત્ર બુધ્ધીસાગર મારી સોધ કરવા ને અહીંઆ આવ્યા હતાં ત્યારે, હું તેઓ સાથે જતી હતી ત્યારે તે જાદુગર બાવો આવીને મને પાછી લઇ આવ્યો, અને તે લોકોને પોતાના જાદુથી પથ્થર બનાવ્યા. એ જાદુગરની બીકથી કોઇ પણ માણુસ અહીંઆ આવતું નથી. સાંજના છ વાગે તે આવશે, વાસ્તે તમે મારૂં ડોકું કાપી થાળીમાં મુકીને ઝડપથો નાસી જાઓ નહી તો તમને મારી નાખશે. આ સાંભળી ક્ષીરસાગર બોલ્યો કે તમે અમારી માતા થાઓ કારણુ કે ચંદ્રશેન નો છોકરો આ ચીત્રશેન અને હું બુધ્ધીસાગરનો છોકરો

છુ. અમે તે બંને જણાની શોધ કરવા નીકળ્યા છીએ. શોધતાં શોધતાં અહીં આવી પહોચયાથી તેઓનો પતો મળ્યો, હવે તમે અમારી સાથે ચાલો. આ સાંભળી વેણી બોલી કે તમે જેમ હતું તેમ કરીને હમણા નાશી જાઓ, ને કાલે સવારમાં આવજો પછી આપણે વિચાર કરીશું. તેઓએ વેણીના કહ્યા મુજબ કરીને ત અંધારી ગુફામાં આવીને બખોલમાં સંતાઈ રહયા. સાંજના છ વાગ્યા એટલે તે બાવો પોતાની સમાધી ઊતારીને તે ગુફામાંથી મહેલમાં ગયો. પછી તઓ બખોલમાંથી નીકળીને જે ઠેકાણે તે બુઢો સીપાઇ હતો ત્યાં આગળ આવીને રોત રહ્યા. જાદુગર બાવાએ મહેલમાં જઇને પદમણીને જીવતી કરી. પછી પદમણી રસોઇ કરીને બાવાને જમાડીને પૂછવા લાગી કે માહારાજ! તમારૂં મોત કેવી રીતે થાય તે મને કહો. કારણ કે આજ બાર બાર વરસ થયાં, હું રહીછું અને તમે દર રોજ સવારના છ વાગે જાઓછો અને સાંજના છ વાગે આવોછો તે વખત તમારૂં કદાચ મોત થાય ત મને કેમ ખબર પડે અને મારા શું હાલ થાય, વાસ્તે મને કહો ત્યારે જાદુગરે કહ્યું કે અમારા મોત નહીં હે. વેણીએ કહ્યું, કે પૃથ્વી ઉપર જે "નામછે તેનો નાશછે." કંઈ પણ ચીજ અમર નથી વાસ્તે તમારૂ મૌત હોવુંજ જોઈએ, જાદુગરે પદમણીના હાવભાવથી મોહીત થઇને ભોળવાઇ જઇને કહ્યું કે અમારા મોત કરને વાલા કૌન હયે? અમે શી બીકસે કોઈ માણુસજાત ઈધર રહે નહી શકતી ઔર તુમ અમેરા મોત પૂછતી હયે તો હમકુ કીસકા ડરહયે,

अमेरा मोत ए महेलकी हेठल एक भोंयरा हये, उसमे एक ओरडा हये, उसमे दुसरा भोंयरा हये, ए भोंयरेमे एक केलका झाड हये. ओ झाडके पास एक माटीका कुंभ हये ओर ए झाडकी नीचु बांधेला एक पोपटका पींजरा हये. कभी ओ माटीका कुंभ फुट जावे तो मेरे शरीरमां दरद पेदा हुवे. ओर ओ जादुका पोपट मरे तो मेरा मोत होवे, नीकर मेरा मोत नही हे. वेणीए कह्युं के मुनीराज! तमे कहेता हता के मारूं मोत मारा हाथमां छे पण आ तो ते पातालमां घणु कठणछे जादुगरे कह्युं के कीसकी माने सवाशेर सुंठ खाई हेसो मेरा मोत सोधने वाला हये. वेणीये कह्युं के हवे मने नीरांत थइ.

सवारना छ वाग्या एटले बावो डुंगर उपर साधना करवाने गयो, के तरत ते बंने कुंवर पदमणी पासे जइने पूछवा लाग्या, के हवे शुं करवु? वेणीने जे वात बावाए करी हती ते तेणीए तेओने कही संभलावी. ते सांभळी बंने कुवर भोंयरामां जवाने तैयार थया. त्यारे वेणीए कह्युं, के तमे बाळकछो अने "सुतेला सांपने" शा वास्ते जगाडोछो? तमे भोंयरामां अंधारामां बीहशो. तेओए कह्युं, माताजी तमारे फीकर चींता करवी नहीं "जे परमेश्वरनुं धार्युं हशे ते थशे." एम कहीने जमीन खोदीने दीवो सलगावीने भोंयरामां गया, के तरत माटीनो कुंभ तथा केलनु झाड जोयुं. झाडनी हेठल खोदवा माडयुं, के तरत पोपटनुं पांजरूं नीकल्युं. ते बंने चीजो लईने तरत उपर

આવીને પદ્મમણીને દેખાડીને કહ્યું કે હવે આપણે અહીં આંથી ચાલો. વેણીએ કહ્યું કે તમે એ પોપટને મારી નાખો. જ્યાં સુધી એ પોપટ મરશે નહી ત્યાં સુધી એ બાવો મરવાનો નથી, ક્ષીરસાગરે કહ્યું તમે ધીરજ રાખો કહેવત છે કે "ધીરજના ફળ મીઠાંછે." તો પણ ચીત્રસેનને ધીરજ રહી નહી, તથી તે પાણીના કુંભને લાત મારીને ભાંગી નાંખ્યો, તે જોઇ ક્ષીરસાગરે કહ્યું, ભાઈ તમે ખોટું કામ કરયું, કારણ કે તે જાદુગરના શરીરમાં રોગ ઉત્પન થશે કે તરત અહીઆં આવશે, વાસ્તે આપણે જલ્દીથી ચાલો. તેજ વખતે તેઓ તથા વેણી પોપટનું પાંજરૂ તથા અમૃતનો કુંપો લઈને અંધારી ગુફામાં આવીને બખોલમાં ભરાઇ રહ્યા.

ઘડો ફુટયો એટલે બાવાના શરીરમાં રોગ ઉત્પન્ન થયો ત્યારે વિચારયું કે મે પેલી રંડી પાસ જે વાત કરીછે તેથી તેણે મારૂ ઘર ઘાલ્યુ. હું જાણુતો હતો કે હવે આપણે બાર વરસ થઈ ગયાં તથી શી ફીકરછે? પણ એક રાતમાં બાર વાગ્યા. કોઈએ ઘડો ફોડયો હશે તેથી રોગ ઉત્પન થયો વાસ્તે જઇને તપાસ કરૂં, તરત તે બાવો સમાધી ઊતારીને ધ્રુજતો ધ્રુજતો તે અંધારી ગુફામાંથી મહેલમાં ગયો. એટલે વેણી, ક્ષીરસાગર, તથા ચીત્રસેન, બહાર આવીને જે ઠેકાણે પોતાનો બુઢો જમાદાર હતો ત્યાં જઇને ચીત્રસેન, ક્ષીરસાગર, પોતપોતાના તથા વેણી તે બુઢા જમાદારના ઘોડા ઊપર સ્વાર થઈને ચાલવા માંડયું. ચીત્રસેને જમાદારને કહ્યુ કે તમે ચાલતા ચાલતા અમારી પછવાડે આવો. તે જાદુગર બાવાએ પોતાના

મેહેલમાં જઈને જોયું તો બાયરાં ખુલ્લા પંડયાંછે, તેથી ઉપર જઈને જુવેછે તો પદમણીને પણ દીઠી નહીં ત્યારે તરત સમળીનો વેષ લઈને ઊડતો ઊડતો તે ત્રણે જણા જતા હતા તેની પછવાડે આવ્યો. થોડેક દુરથી તેની પાંખોનો અવાજ સાંભળીને પદમણીએ પાછું વળીને જોયું તો સમળીને આવતી જોઈને ક્ષીરસાગરને કહ્યું કે પેલી સમળી આવેછે, તે જાદુગર બાવોછે વાસ્તે હવે આપણા ભોગ મળ્યા. ચીત્રશેને કહ્યું ભાઇ, પોપટને મારીનાંખો નહીં તો આપણી દશા આપણા પીતાના જેવી થશે ક્ષીરસાગરે કહ્યું તમે હીંમત રાખો એનુ મોત આપણા હાથમાંછે. હવે આપણુને એ શું કરવાનો છે? એમ કહી તેઓ પોતાના ઘોડા દોડાવતા દોડાવતા જ્યાં પથ્થરના પૂતલાં પડેલાંછે ત્યાં તેઓ સન્મુખ થઇ ઉભા, સમળી ઉડતી ઉડતી આવીને પોતાના આગલા રૂપમાં આવીને બોલ્યો કે ખડે રહો તુમ ચોર લોક મેરે હાથસેસે કીદર જાઓગે. એમ કહી તરત વેણી ઉપર મંત્રેલા અડદના દાણા છાંટયા કે તરત વેણી બળી ને ભસ્મ થઈ ગઈ. આ જોઇને ક્ષીરસાગરે તરત ગભરાઈને પોપટની પાંખો તોડી નાંખી કે તેના હાથ પગ ભાગી ગયા, તો પણ તરફડીઆં મારતો મારતો તેની સન્મુખ આવીને કહ્યું, કે હે બાળક! તું આ પોપટને છોડીમુક. શું કરવાને એને નાહક દુઃખ આપેછે? તુ મને જે કામ કરવાનું કહેશે તે હું કરવાને તૈયારછું પણ એ પોપટ તું મને આપ. ક્ષીરસાગરે કહ્યું, તું આ પથ્થરને પાછા તેમના આકારમાં લાવે તો હું તને પોપટ આ

પું. જાદુગરે કહ્યું મારા હાથ નથી તે હું શી રીતે કરી શકુ પણ આ મારી ઝોળીમાંથી મંત્રેલા અડદના દાણા કાઢીને પથ્થર ઉપર સાત વખત નાંખે તો તેઓ જીવતા થશે. એટલામાં તે બુઢો જમાદાર આવી પહોંચ્યો. તે બુઢા જમાદારે ક્ષીરસાગરના કહેવાથી તે બાવાની ઝોળી માંથી અડદના દાના કાઢીને તે પૂતળાં ઉપર નાંખ્યા કે તરત ચંદ્રસેન તથા બુદ્ધીસાગર સજીવન થયા. તેઓ જાદુગરને જોઇને ચીસ પાડીને ત્યાંથી નાસવા લાગ્યા કે તરત ચીત્રશેને કહ્યું કે હવે શું કરવા બીહોછો ? જાદુ ગરે ક્ષીરસાગરને કહ્યું કે તું હવે પોપટ આપ, ત્યારે તેણે કહ્યું કે તું વેણીને જીવતી કર, તો આપુ. ત્યારે જાદુગર બોલ્યો કે બચ્ચા! એને જીવતી કરવામાં કઇ પણ ફાયદો નથી. કારણ કે ગઇ રાતે મે એને મારા મોત વીષે વાત કરી ત્યારે મારો વર્જરૂપી દેહ તમારી આગલ લાચાર થઈ પડેલો છે. હે બાળકો, કોઈ દિવસ પણ તમે તમારી સ્ત્રી આગલ કદી પણ તમારી ખાનગી વાત કરતા નહીં. કારણ કે સ્ત્રીની જાત નીચમાં નીચ હલકા પેટની હોયછે. જે પુરૂષ સ્ત્રી ઉપર ભરોસો રાખ શે તેના આ હાલ થસે તેથી સ્ત્રી જાતનો ભરોસો કરવો નહી. ત્યારે ક્ષીરસાગરે તે બાવા સામું જોઇને કહ્યું કે,

(રાગ—અરે બાલદેવ બસ તરફ.)

જાદુખોર કપટી હરામી કુજાત, બાર વર્ષથી દુઃખદે દીનરાત
હૃદયે તારે દયા નઆવી લગાર, હવે સ્વર્ગેજાવાને થાતું તૈયાર.

એમ કહીને ક્ષીરસાગરે તે પોપટની ડોક મરડી નાંખી કે

તરત બાવો મરી ગયો. "ગ્રહસ્થો! પરસ્ત્રીના સંગથી આજ કાલ કેટલાક લોકો પોતાનો ધંધો, રોજગાર, મીત્ર, તથા પોતાના વહાલાઓને તજીને હેરાન થયાછે, અને થાયછે તે ઉપરાંત આ બુરાફેલમાં પડયાથી જગતની નામોશી અને ધિક્કાર પોતાના અંગ ઉપર ખેચીલઇ આબરૂ તથા પૈસાથી કેટલાક ખુવાર થાયછે તે સદગ્રહસ્થો સમજેછે અને અંતે તેઓની આ લોકમાં તથા પરલોકમાં ગતી પણ થતી નથી, પણ એ લક્ષમાં ફશેલાઓ સમજતા નથી એ કેવું દલગીરી ભરેલુછે. તે અમોએ અમારી ટુક કલમથી આ જાદુગર બાવાનો દાખલો દરશાવેલો છે."

પછી બંને કુવરો ચંદ્રસેન તથા બુધ્ધિસાગરની પાશે જઈને પગે લાગ્યા, તે વખતે બુદ્ધિસાગરે કહ્યું કે "ધન્ય છે તમારા મ.ત પીતાને." તમે કોના બાલકછો તે અમને કહો. ત્યારે બુઢા જમાદારે કહ્યું કે આ ચીત્રશેન ચંદ્રશેનનો પૂત્રછે અને આ ક્ષીરસાગર તમારો પૂત્ર છે. તેજ વખતે તેઓ ઘોડા ઉપરથી ઉતરીને પોતાના બાલકોને ખોલામાં લઇને બેઠા થોડીવારે તેઓ ઘોડાઓ ઉપર સ્વાર થઇ ત્રંબાવટી નગરી તરફ રવાના થયા. બીજે દીવશે ત્રંબાવટી નગરીની બહાર દરીઆ મહેલમાં આવી પહોંચ્યા. જ્યાંથી સીપાઈઓએ જઇને રાજાને તરત વધામણી આપી કે કુવરો આવ્યાછે, તે સાંભળી રાજાએ આખા શેહેરમાં ડંડેરો ફેરવ્યો જે આજનો દીવસ સર્વ લોકોએ એક તહેવાર તરીકે પાલવો. તે દીવસે આખા શેહેરમાં ખુસાલી થઇ રહી.

બીજે દીવસે બુદ્ધિસાગર કચેરીમાં આવીને રાજાને પ્રણામ કરી મણીપૂર જવા સારૂં રજા માંગીને પોતાના કુટુંબ સહીત મણીપૂર જઇને પોતાનું રાજ્ય ધર્મ નિતિ પ્રમાણે ચલાવવા લાગ્યો.

સાર—"પારકી સ્ત્રીને મેળવવા વાસ્તે ચંદ્રશેને કેટલું દુખ સહન કરયું અને કેટલા પૈસા ખરચ્યા, પણ આખરે નિષ્ફળ થયો. ખરા મિત્ર બુધ્ધિસાગર જેવા જોઇએ કે જેણે પોતાના મિત્રને વાસ્તે કેટલું દુખ સહન કરયું."



# સુધ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુધ્ધ. | શુધ્ધ. |
|---|---|---|---|
| ૫ | ૭ | ચંદ્રસેન | બુદ્ધીલાલ |
| ૭ | ૨૫ | ત્નપુરમાં | રત્નપુરમાં |
| ૮ | ૨૫ | ધણી | ગણી |
| ૯ | ૩ | ધ્ધીલાલે | બુધ્ધીલાલે |
| ૯ | ૧૩ | તેથા | તથી |
| ૧૦ | ૧ | કરવાનોએ | કરવાનો |
| ૧૦ | ૧૫ | બખતી | લખપતી |
| ૧૨ | ૧૭ | વચ્ચે | વચ્ચે |
| ૧૭ | ૧૦ | બધ્ધીલાલ | બુધ્ધીલાલ |
| ૨૧ | ૧૮ | દંડ કરવાનો | દંડ ન કરવાનો |
| ૨૭ | ૧૬ | નેત્ર | નેત્ર |
| ૩૦ | ૧૩ | મિત્રા | મિત્ર |
| ૩૧ | ૨૪ | ચકળે | ચકલે |
| ૩૩ | ૮ | મુખ | મુર્ખ |
| ૩૬ | ૧૩ | રાજકુવ | રાજકુંવર |
| ૩૬ | ,, | કેહેરાવીને | પેહેરાવીને |
| ૩૬ | ૨૨ | વણી | વેંખ્યુ |
| ૬૫ | ૨૦ | તમણે | તમને |



# અગાઉથી ગ્રાહક થનાર સાહેબોના નામની ટીપ.

| | |
|---|---|
| શેઠ રૂગનાથજી લાધા | ૧૦૦ |
| ,, ગોકલદાસ બાપુજી | ૫૦ |
| ,, કાલીદાસ માનચંદ | ૫૦ |
| ,, દલસુકરામ રતનરામ | ૫૦ |
| ,, મગનલાલ જમનાદાસ | ૨૫ |
| ,, રણછોડદાસ રામજી ખુકસેલર | ૨૫ |
| ,, દુલભદાસ રામજી | ૧૦ |
| ,, કાનજી ગોપાલજી | ૧૦ |
| ,, જમનાદાસ નારણદાસ | ૬ |
| ,, દામોદર ભીખા | ૫ |
| ,, પરભુદાસ ગોબર કોઠારી | ૫ |
| ,, જમનાદાસ ઇછારામ | ૫ |
| ,, હરીદાસ જેરામ | ૨ |
| ,, દ્વારકાદાસ પરશોતમ | ૨ |
| ,, સગરામજ હંસરાજ | ૨ |
| ,, કાસ લધાણી | ૨ |
| ,, ધનજીભાઈ ભગવાનદાસ | ૨ |
| ,, રામકૃષ્ણ જીવણરામ | ૨ |
| મેરશી ચાંપશી ધનજી | ૩ |
| શેઠ આતમારામ નરોતમદાસ | ૨ |
| ,, નાનચંદ પરશોતમ | ૨ |
| ,, કરમશી વાળજી | ૧ |
| ,, નાનાભાઈ વનમાળી | ૨ |
| ભાટ પરેમજી પીરજી | ૧ |
| વ્યાસ પરજારામ પ્રાણજીવન | ૧ |
| શેઠ દેવીદાસ કરશનજી | ૧ |
| ,, જેચંદ તારણજી | ૧ |
| ,, શાકલચંદ કેવલદાસ | ૧ |
| ,, મોતીલાલ કાનજી | ૧ |
| ,, ગોરધનદાસ પ્રેમજી | ૧ |
| ,, હરી જેશંકર | ૧ |
| ,, મામદ ઇબરામ | ૧ |
| ,, સુતારજી શામજી | ૧ |
| ,, મામદ હાશમ | ૧ |
| ,, મુલજી જાદવજી | ૧ |
| ,, રણછોડદાસ દુલભદાસ | ૧ |
| ,, મગનલાલ પુંજીરામ | ૧ |
| ,, વેલજી જેઠા | ૧ |
| ,, પરસોતમ દેવજી | ૧ |
| ,, ગોપાલજી જેરાજ | ૧ |
| ,, આમદભાઈ સલેમાન | ૧ |
| ,, નારણદાસ રામજી | ૧ |
| ,, દેવીદાસ પ્રાગજી | ૧ |
| ,, એદલજી દોસાભાઈ શ્રફ્યા | ૧ |
| ,, મોતીલાલ જમનાદાસ | ૧ |
| ,, માણેકલાલ છગનલાલ | ૧ |
| ,, જેશંગ દેવજી ગાંધી | ૧ |
| ,, વલભદાસ પ્રાગજી | ૧ |

| | | | |
|---|---|---|---|
| શેઠ કંસનજી ભીમજી | ૧ | શેઠ મગનલાલ ભગવાનદાસ | ૧ |
| " પેસતનજી નશરવાનજી બજદર | ૧ | " વંદરાવનદાશ જમનાદાસ | ૧ |
| " જમશેદજી નવરોજી કોપર | ૧ | " જગમોહનદાશ તુલજારામ | ૧ |
| " શાપુરજી પેસતનજી લાંકડાવાલા | ૧ | " મોતીલાલ બેચરદાશ | ૧ |
| | | " વાલજી કલાણજી | ૧ |
| " વેલજી વાલજી | ૧ | " ઠાકરશી વશરામ | ૧ |
| " સાપુરજી દોશાભાઈ | | " રૂગનાથ ગોવીંદ | ૧ |
| નવલાઈ સેકજીના | ૧ | " ગોકલદાશ વલભદાશ | ૧ |
| " દાદાભાઈ અરદેશર | ૧ | " ખીમજી મુલજી | ૧ |
| " નગીનદાશ છોટાલાલ | ૧ | " ફતેમહમદ દોશામહમદ | ૧ |
| " વન્દરાવનદાસ આણંદજી | ૧ | " અબજી હીરજી | ૧ |
| " કાસીદાસ નાનાભાઈ | ૧ | " છોટાલાલ મોતીચંદ | ૧ |
| " રતનજી પરશોતમ | ૧ | " કાનજી નાનજી | ૧ |
| " દામોદરદાશ જમનાદાશ | ૧ | " ઓધવજી હરજીવન | ૧ |
| | | " હરગોવનદાસ મોનજી | ૧ |
| " પરમાણંદ બાધવજી | ૧ | " દામોદરદાશ નારણદાશ | ૧ |
| પંડયા ગંગારામ ગોવીંદરામ | ૧ | " એફ. આર. સેઠના | ૧ |
| | | " નગીનદાશ બી એમ | ૧ |
| શેઠ ઓધવજી હીરજી | ૧ | " નારણદાશ વેલજી | ૧ |
| " મારવાડી ઘનશામદાસ | ૧ | " પોપટલાલ લલુભાઈ | ૧ |
| " મથુરાદાસ દુવારકાદાસ | ૧ | " દામોદરદાશ પોપટ | ૧ |
| " છોટાલાલ પરાણલાલ | ૧ | " માણેકચંદ તેજપાલ | ૧ |
| " રામનારાયણ નાનાભાઈ | ૧ | " નરસી ખીમજી | ૧ |
| " ભુખણદાશ બી. દેશાઈ | ૧ | " ડાયા જેઠા | ૧ |
| " મોતીલાલ ભગવાનદાશ | ૧ | " તીકમ ચુનીલાલ | ૧ |
| " મુલજી નારણ | ૧ | " ચુનીલાલ લખમીદાશ | ૧ |
| " તુલશીદાશ તીકમદાશ | ૧ | " ઈશવર જેઠા | ૧ |
| " બાબલાલ ગોવીંદરામ | ૧ | ભટ હરીશંકર તીલોવન. | ૧ |

| | |
|---|---|
| શેઠ નેમીદાશ હરીલાલદલાલ | ૧ |
| ,, કેશવજી વેલજી | ૧ |
| ,, ગીરધર જીવરાજ | ૧ |
| ,, પરભુદાશ નથુ | ૧ |
| ,, હરખચંદ કલાણજી | ૧ |
| ,, નારણદાશ નરશી | ૧ |
| ,, લછમન શુમાર | ૧ |
| ,, ગોવનજી હેમરાજ | ૧ |
| કાગદી આગામીઆ શાહક ભાઈ | ૧ |
| ,, કાદરભાઈ | ૧ |
| શેઠ હરખચંદ કપુરચંદ | ૧ |
| ,, વલભદાશ કાલીદાશ | ૧ |
| ,, અભા ઈશમાલ | ૧ |
| ,, હારૂન ઇબ્રામ | ૧ |
| ,, કમરઅલી તયબજી | ૧ |
| ,, કલાણદાશ વીઠલદાશ | ૧ |
| ,, પરશોતમદાશ પદમશી | ૧ |
| જોશી હેમરાજ કાનજી | ૧ |
| ,, ધરમશી રણછોડ | ૧ |
| ,, હંશરાજ અમરચંદ | ૧ |
| ,, ઇભરામ તયેબ | ૧ |
| ,, જીવાભાઈ અબદુલાભાઈ | ,, |
| ,, હંશરાજ દામોદર | ,, |
| ,, અબદુલઅલી સમસુદીન | ,, |
| ,, અબદુલઅલી હીપતુલા | ,, |
| ,, મુલજી ભીમજી દલાલ | ,, |
| ,, હરીદાશ નાગજી | ,, |
| ,, ગોરધનદાશ મોહનજી | ,, |
| ,, કાવશજી રૂસતમજી સ જાના. | ,, |
| શેઠ ફેજુખા જુશ્મુશખા | ૧ |
| ,, કુવરજી ખરશેદજી મેતા | ,, |
| ,, ધારશી કરશનજી મી ઠાઇવાલા. | ,, |
| ,, કુવરજી ગોપાલજી મોદી | ,, |
| ,, નરોતમ હરૂજીવન | ,, |
| ,, છગન જુઠા | ,, |
| ,, અમરૂતલાલ દેવચાંદ | ,, |
| ,, વરજદાશ રવજી | ,, |
| ,, ગોરધનદાશ કલાણજી | ,, |
| ,, પરેમજી નદાની | ,, |
| ,, મોરારજી મુલજી | ,, |
| ,, વાઘજી રાઅશી | ,, |
| ,, હરીદાશ વાલજી | ,, |
| ,, જમનાદાશ શુંદરજી | ,, |
| ,, વીઠલદાશ કાનજી | ,, |
| વોરા રાજભાઈ ઈસમાલજી | ,, |
| શેઠ ફરદુનજી ફરાંમજી પાગરીવાલા. | ,, |
| ,, હરીલાલ જમનાદાશ | ,, |
| ,, તીભોવનદાશ દલપતરામ | ,, |
| ,, કરસનદાશ જીણા | ,, |
| ,, કપુરચંદ કરશનજી | ,, |
| ,, હરકીશનદાશ રૂગનાથજી | ,, |
| કંસારા વીઠુબા અંતોબા | ,, |
| ભયા સુરજબલી નનાપટવા | ,, |
| ગાંધી પરેમજી બાલાભાઇ | ,, |
| શેઠ તીકમદાશ ભીખારીદાશ | ,, |
| મુ૦ ધનશામદાશ દીપચંદ | ,, |
| મુ૦ મુલચંદ ઠાકોરદાશ | ,, |

દવે હરજીવન રામજી ૧
શેઠ નારણજી પરમાણંદ ,,
ભટ નારણ કલ્યાણજી ,,
શેઠ કાવશજી જમશેદજી મોદી ,,
,, અબદુલકાદર મુલ્લા બદરૂદીન. ,,
,, રામદીન સીવચરણ ,,
,, દયાલ રવજી ,,
,, ગોલાશાણા જીવન ,,
,, હરગોવનદાશ ભોવાની દાશ ,,
,, ઈછાલાલ વીઠલદાશ ,,
,, માધવજી રામજી ,,
,, હરજીવન ગોરધન ,,
,, નારણદાસ હીરજી ,,
,, રામદાસ ઠાકરશી ,,
,, ભોલીદાશ મુલજી ,,
,, ઓધવજી જશરાજ ,,
,, છોટાલાલ નરોતમદાશ ,,
,, રામજી ઈબજી ,,
,, માધવજી દેઆલ ,,
,, હરજીવન નરશી ,,
,, કાલીદાશ હરકીસન ,,
,, ગોપીનાથ તુલજારામ ,,
,, પાનાચંદ જગજીવન ,,
કાગદી કાશમભાઈ ઉમર ભાઈ ,,
,, વનમાળી. ,,
,, માંગજી શીવજી ,,

શેઠ દેવરાજ કાનજી ૧
,, કાશમખાન મહમેદ ,,
,, ઝવેરચંદ જેતશી ,,
,, કાલીદાશ મોરારજી ,,
,, વલભદાશ જુઠા. ,,
,, ચતરભજ કુરજી ,,
,, વલભદાશ વેલજી. ,,
,, હરીલાલ હરગોવનદાશ ,,
,, ચુનીલાલ છગનલાલ ,,
,, મુલચંદ જેચંદ ,,
,, અખાઇ હીરજી ,,
,, મોતીચંદ કપુરચંદ ,,
,, મુલજી કાળા ,,
દવે બેચરલાલ મીનારામ ,,
સેઠ વીઠલદાશ પરશોતમ ,,
,, હીરજી ખેતસી ,,
,, લધા જેઠા ,,
,, મોતીચંદ ગીલા ,,
,, ગોવનજી સોજપાલ ,,
,, ધનજી વીરજી ,,
,, અમરતલાલ મેરાજ ,,
,, મથરાદાસ રવજી ,,
,, કેશવજી સુંદરજીની કું. ,,
,, ઈજારામ મોહેદીન ,,
,, ખેમરામ વલભરામ ,,
,, શીવજી જેઠાણી ,,
,, આતમારામ દયાશંકર ,,
,, વલભરામ પરશોતમ ,,
,, ઉમીઆશંકર કીરપારામ ,,

શેઠ અબુલહુશન મહમદ અલી ૧
„ કેશવજી ચાંપશી „
„ અબદુલહુશન ઈબરાહીમ મધરાશી „
„ જમનાદાસ હરકીશનદાસ ગાંધી „
„ ગોરધનદાસ ગોવનજી ગીરનારા „
„ ઠાકોરદાસ જગજીવનદાસ „
„ ભીખા તુલશીદાસ „
„ પરાણનાથ ગોવીંદરામ „
„ દામોદર હરગોવન „
„ નારણદાસ હરીવલભદાસ „
„ નરશી આશુ „
„ આણંદજી દેવાલજી „
„ દારાબશા હોરાબજી પેનટર „
„ રતનશી અરજણ „
„ દેવીદાસ નાનાભાઈ „
„ ભાઈશંકર કરશાણારામ „
„ સલેમાનજી ભાઇજીભાઈ „
„ નરોતમ રૂદરામ „
„ કાલીદાસ નંદરામ „
„ દેવશંકર નંદરામ „
„ મોરારજી ભીમજી પાગડીવાલા „
„ પરાગજી નારણ „
„ બેચરદાસ મુલશંકર „
„ દેવચંદ રતનશી „

શેઠ રેવાશંકર રતનરામ ૧
„ હકુમતરાય નરસીંહરામ પંડીત „
„ વેણીદાસ હરખચંદ „
„ ઠાકરશી ગોવનજી „
„ ગોરધનદાસ ગોવનજી „
„ મુલજી પરશોતમ „
„ વલભદાસ જેરામ „
„ મગનલાલ ઝવેરચંદ „
„ જેઠાભાઈ શુંદરજી „
„ જુગલ હરજીવન „
„ નારણદાસ મોરારજી „
„ પીતાંબરદાસ લખમીચંદ „
„ રવજી નારણજી „
„ નારણદાસ કેશુરદાસ „
„ મણીરામ રાજારામ જાની „
„ સુખરામ વનમાલી „
„ ભાઈશંકર જેઠારામ „
„ કામેશવર પુરશોતમ „
„ ભવાનીશંકર વેલજી „
„ રામદાસ ચાંપશી „
„ ભીખાલાલ મગનલાલ „
તરવાડી સોભારામ ધીરજરામ „
શેઠ અરદેસર હોરમજી ખં૦ „
„ રૂગનાથજી મુલજી „
„ અનુપરામ જમઅતરામ „
„ નરભેરામ લખમણ „
„ મોતીલાલ પરમાણંદ „
„ રામજી મુલજી „

શેઠ કુરજી મોતીચંદ ૧
„ હરી સીવજી „
પંડયા ભોલાનાથ નાથુશામ „
શેઠ કેશવલાલ દઆશંકર „
„ નેમચંદ ભીમજી „
„ મગનલાલ કંકુચંદ „
„ વાલજી ઈબજી „
„ મકનજી જેઠા „
„ વાડીલાલ નાગરદાશ „
„ જીવાશમ દામોદર „
„ પરેમજી તીકમજી „
„ જેઠા પરશોતમ „
„ મુલચંદ હેમરાજ „
„ છગનલાલ જુગલદાશ „
વીઆસ બાલારામ નંદરામ „
શેઠ મંગલદાશ ગંગાદાશ „
„ લાલદાશ કરશનદાશ „
„ ફુલચંદ દેવકરણ „
„ નરભેરામ લખમીચંદ. „
„ નથુ હંશરાજ „
„ નારણદાશ જાદવજી „
„ શામજી કેશવજી „
„ ગેબીલાલ નગીનદાશ „
„ માધવજી દુવારકાંદાશ „
„ અમરચંદ દેવજી „
„ હીરજી જીવા „
„ શુંદરજી વેલજી „
„ નરોતમદાશ ગોકલદાશ „
„ ગીરધરલાલ કેશવજી „
„ પરસોતમ કાલીદાશ „
„ તલકચંદ ભોગા „
„ ચુનીલાલ છગનલાલ „
જોશી વાલજી જાદવજી „

શેઠ પરસોતમ ખોડા „
„ રવજી પરેમજી „
„ વીઠલ મીઠા „
„ વીનાએકરાવ વીશવનાથ „
„ છગનલાલ જાદવજી „
„ નારૂશંકર પરાણજીવન „
„ ઠાકરશી ગોપાલજી „
„ નંદરામ કમલાકર „
„ જાદવજી મુલજી „
„ તીભોવન હીરજી „
„ ચાંપશી ઓધવજી „
„ રવજી ચતરભોજ „
„ મથુરાદાશ નરોતમ „
„ તીકમદાશ મુલજી „
„ નરશી હરજી „
„ હરજી મેગજી „
„ હરખજી કલાણજી „
„ મોતીલાલ ગંગાદાશ „
„ જેશંગ દુલભ „
„ કનકદાશ ઓધવજી „
„ જેઠા કુરજી „
„ દેવીદાશ દુબા „
„ લધા ટોપણ „
„ ગોરધન તુલશીદાશ „
„ મેગજી હીરાચંદ „
„ છગનલાલ ચુનીલાલ „
„ ગોવંદજી મુલજી „
„ ગોકલ હેમરાજ „
„ ચુનીલાલ મગન „
„ હરગોવન કુબેર „
„ ભાઈચંદ ઝવેર „
„ કસતુરચંદ રામચંદ „
„ ડાયાચંદ ભોગલચંદ. „

શેઠ વીરચંદ હીરજી. ૧
„ પરાગજી મોરારજી „
„ ચુનીલાલ સાકલચંદ „
„ આસુ લધા „
સોની મઆરામ આતમારામ „
„ વસતા હમીર „
સેઠ વીઠલદાશ ગોબર „
„ મેમણ તારમામદ મામદ „
„ મુલચંદ મઘનભાઇ „
„ પરસોતમ માવજી „
„ માધવજી રતનજી „
કંસારા અંબારામ પરાણુજીવન „
„ લલુ દામોદર „
„ દુલભદાશ પરસોતમદાશ „
„ ડાઆભાઈ હરકીશનદાશ „
સુથાર વીઠલ પરશોતમ „
સીખલી હરીભાઈ હરજીવન „
ભાવસાર ખુસાલ રામજી „
ખતરી કુશાણારામ જીણાભાઈ „
દરજી ભગવાન દુલભ „
સેઠ નારણ બાલાજી „
રાજેશી રામરાવ પરસોતમ „
સેઠ ગોપાલજી વાલજી „
„ દેવકરણ મુલજી „
„ ખીમજી ધનજી „
„ પરાણજીવન નારણદાશ „
„ કલ્યાણજી વીરજી „
„ ઝવેરીલાલ વંદરાવનદાશ „
„ અંબારામ ઇશવર „
„ દેવરામ ઝીણા „
„ માધવજી કાનજી „
„ ઠાકરશી હીરજી „

શેઠ પરસોતમ ગોવરધન ૧
„ ભગવાન વછરાજ „
ભટ જીણા તુલશી „
સેઠ પરસોતમ કાનજી „
„ ઠાકશી દેવજી „
„ પરેમચંદ પુજા „
„ માધવજી શુંદરજી „
„ મોતીલાલ ભગવાનદાશ „
„ કેશવલાલ દામોદરદાસ „
સેઠ કાવશજી દાદાભાઈ „
જોશી લધા મનજી „
જાની ગીરધરલાલ મઇધર „
ડા૦ નરશી નારણજી „
શુકલ મુલશંકર પરભાશંકર „
ગોવરધન મુદરાલય ના૦૧૦૯ „
સેઠ વીઠલદાશ જાદવજી „
„ પરેમજી શામજી „

## પરેલ

સેઠ મણીશંકર નારણજી „
„ જમસેદજી અરદેશર „
„ જેઠાભાઈ રામજી „
„ ફરામજી ધનજીભાઈ પો. „
પાઠેક દુરગાશંકર રૂગનાથજી „
સેઠ કુશાણલાલ અમરતલાલ „
„ ગુલાબદાશ લખમીદાશ „
પટેલ લાલચંદ જીવાભઇ „
કોલી બાવજી પુંજીઆ „
દરજી નારણ રનછોડ „
સેઠ કલીદાશ ફકીરચંદ „
„ વીરજી અરજણ „

## ડાંડા.

સેઠ સોરાબજી પાલનજી ડાં૦ „

## અગાશી.

સેઠ નરસીલાલ પીતાંબર ૧
„ કેવલભાઈ ખીમચંદ „
„ દામોદર કાશીભાઈ „
„ ભગવાન ઘેલા „
„ નથુભાઈ કાશીદાશ „
„ બાલમુકનદાશ હરીભાઇ „
„ મોતીલાલ મંગલદાશ „
„ વાલજી માવજી „
„ વાશુદેવ રાવજી દાતાર „
„ નગીનદાશ નરોતમદાશ „
„ પાંડુરંગ હરીજોશી „

## સોપારા.

„ મંગલદાશ દામોદર „
„ નરશીલાલ કરશનદાશ „

## ચીચણ

સેઠ દામોદર શંકરલાલ „
„ મોતીલાલ વનમાલી „
„ ગોવીંદદાશ જમનાદાશ „
„ હરીલાલ હરજીવન „

## બીલીમોરા

સેઠ ફકીરજી હોરમજી „

## નવશારી

સેઠ ભગવાન કેશવરામ „

## શુરત

સેઠ તીભોવનદાશ પીતાંબર ૫
„ ચુનીલાલ મુલચંદ ૧
સુરત જેં૦ સેં૦ સભાના ૫
રેસીડનસ અભેચંદ કસ
તુરચંદ. „
સેઠ જીવનચંદ ભગુભાઇ વકીલ,

મેતાજી છગનલાલ હીમતરામ ૧
ખારવા માવજી રતનજી „
મી૦ ધનરામ પરાનશંકર „
ઘાંચી વીઠલ કરશન „
દરજી મુલચંદ હરગોવન „
સેઠ અલાઇખાં ઈબરાહીમખ „
ટંકસાલી નવનીતલાલ નરભેરા,
પેનટર તીકમદાશ સીવલાલ „
સેઠ ડાયાભાઇ દામોદરદાશ „

## ઓરપાડ.

સેખ રસુલ અહમદ „

## કતારગામ

દેશાઇ દુલભભાઈ લાલભાઈ „
„ ભગવાનજી ભીમજીભાઈ „
„ કલાણજી દાયાભાઈ „

## અમરોલી

પટેલ દુલભભાઈ ભીખાજીભાઇ „
ચારજ. સાપુરજી ધનજીભાઇ „
સેઠ મનચેરજી ભીખાજી „

## ભરૂચ

સેઠ છોટાલાલ મોતીરામ „

## વડોડરા.

સેઠ ગીરધર લાલા „

## કપડવંજ

સેઠ ચુનીલાલ નરોતમદાશ ૨

## અમદાબાદ

સેઠ મોહનલાલ ઈશવર „
„ હથીસંગ નગીનદાશ અ. „
„ મણીલાલ મોહનલાલ પી. „

## કલાકોટ

સેઠ કરશનદાશ પુંજા. „

